ભગવાનશ્રી કુન્દકુન્દ-કહાન જૈનશાસ્ત્રમાળા
પુષ્પ-૨૮ મું

# મોક્ષમાર્ગ પ્રકાશકનાં કિરણો

[ ભાગ ૧ · અધ્યાય ૧ થી ૬ ]

પંડિત પ્રવર શ્રી ટોડરમલજી કૃત
મોક્ષમાર્ગ પ્રકાશક ગ્રંથ ઉપર
પરમ પૂજ્ય શ્રી કાનજી સ્વામીએ
કરેલા પ્રવચનોનો સાર

: પ્રકાશક :
શ્રી જૈન સ્વાધ્યાય મંદિર ટ્રસ્ટ
સોનગઢ-કાઠિયાવાડ

## આભાર-પ્રદર્શન

'આત્મધર્મ' માસિકના ગ્રાહકોને ભેટ આપવા માટેના આ પુસ્તકની બે હજાર નકલની કિંમત લગભગ રૂા. ૧૫૦૦ થઇ છે.

ભાઇશ્રી ખીમચંદ જેઠાલાલ શેઠ તરફથી, 'ભગવાનશ્રી કુંદકુંદ પ્રવચન મંડપ' ના ઉદ્ઘાટન પ્રસગે પોતે બ્રહ્મચર્ય અંગીકાર કર્યું તેની ખુશાલીમાં આત્મધર્મના ભેટપુસ્તક માટે ૭૫૦) રૂા. મળ્યા હતા.

અને ત્યારબાદ, ઉપર્યુંક્ત રકમ ઉપરાંત જે ખર્ચ થાય તે પણ પોતાના તરફથી આપવાની ઉદારતા તેમણે બતાવી છે. આ બદલ તેમનો આભાર માનવામા આવે છે.  —રામજી માણેકચંદ દોશી



: મુદ્રક :
ચુનીલાલ માણેકચંદ રવાણી
શિષ્ટ સાહિત્ય મુદ્રણાલય
મોટા આંકડિયા : કાઠિયાવાડ

# નિવેદન

શ્રીમાન્ પંડિત પ્રવર શ્રી ટોડરમલજીએ મોક્ષમાર્ગપ્રકાશક ગ્રંથની રચના કરી છે. જૈન સમાજમાં એ ગ્રંથ પ્રસિદ્ધ છે. વીર સં. ૨૪૭૦ માં આ ગ્રંથ ઉપર પરમ પૂજ્ય સદ્ગુરુદેવશ્રી કાનજીસ્વામીએ પ્રવચનો શરૂ કર્યાં હતા. તે વખતે તે પ્રવચનો-માંથી કેટલાક સારભૂત ન્યાયો લખી લેવામાં આવ્યા હતા. મોક્ષમાર્ગપ્રકાશકમાં કુલ નવ અધિકાર છે. તેમાંથી પહેલા છ અધિકાર ઉપરના પ્રવચનોમાંથી ઉતારેલા ન્યાયો આ પુસ્તકમાં છાપવામાં આવ્યા છે. સાતમો અધિકાર 'જૈનમતાનુયાયી મિથ્યાદૃષ્ટિઓનું સ્વરૂપ' એ નામનો છે, તે અધિકાર જિજ્ઞાસુ-ઓને વિશેષ જરૂરનો છે, તેથી તેના ઉપરના લગભગ બધા પ્રવચનો લખી લેવાયાં છે, જે લખાણ લગભગ એક હજાર પાનાં થાય તેટલું છે.

મોક્ષમાર્ગપ્રકાશક ગ્રંથને સૂર્યની ઉપમા છે; સૂર્યની જેમ તે મોક્ષના માર્ગને પ્રકાશિત કરે છે. અને આ પ્રવચનો તે 'મોક્ષમાર્ગ પ્રકાશકનાં કિરણો' છે. જેમ સૂર્યનાં કિરણો અંધકાર ને ભેદીને પ્રકાશ ફેલાવે છે તેમ આ કિરણો પણ ભવ્ય જીવોને માટે મોક્ષના માર્ગને પ્રકાશિત કરે છે. જે ભવ્ય જીવ પોતાના અંતરપટમાં આ કિરણોને દાખલ કરે છે તેના અંતરમાં અવશ્ય જ્ઞાનપ્રકાશ થાય છે ને અજ્ઞાન-અંધકાર નષ્ટ થાય છે.

આ પુસ્તકમા કુલ ૧૬૩ કિરણો છે, તેમાં વિધવિધ અનેક ન્યાયો છે આ પુસ્તકમા આવેલા વિષયોની યાદી વિષયસૂચિમા આપી છે આ પ્રવચનોમાં મુખ્યપણે જ્ઞાની અને અજ્ઞાની જીવ વચ્ચેના મૂળભૂત અતંગ તફાવતની ઓળખાણ કરાવી છે. અજ્ઞાનીના અભિપ્રાયમાં કેવા કેવા પ્રકારની ઊંડી ભૂલો હોય છે, દુખ ટાળવા માટેના તેના બધા પ્રયત્નો કેવાં ભૂલવાળા હોય છે, તથા જ્ઞાનીને સર્વપ્રસંગે કેવો સમ્યક્ અભિપ્રાય રહે છે, ને અજ્ઞાનીને સર્વ પ્રસગે કેવો ભૂલવાળો અભિપ્રાય રહે છે—એ બાબત બહુ વિસ્તારથી આ વ્યાખ્યાનોમા સ્પષ્ટ સમજાવવામા આવી છે એ રીતે અજ્ઞાન અને જ્ઞાન વચ્ચેના મૂળભૂત અતરને ઓળખાવીને સમ્યક્ જ્ઞાન પ્રાપ્ત કરવાનો ઉપાય આમા બતાવ્યો છે આ પુસ્તકનુ લખાણ છપાતા પહેલા પૂ સદ્‌ગુરુદેવશ્રીએ વાંચી જવા કૃપા કરી છે. પૂ સદ્‌ગુરુદેવના શ્રીમુખથી પ્રગટેલા આ કિરણોવડે મોક્ષનો-માર્ગ શાશ્વત પ્રકાશિત રહો !

| | |
|---|---|
| શ્રી ઋષભદેવ-નિર્વાણ-<br>કલ્યાણક દિન<br>વીર સ ૨૪૭૪ પોષ વદ ૧૪<br>સોનગઢ | રામજી માણેકચંદ દોશી<br>પ્રમુખ<br>શ્રી જૈન સ્વાધ્યાય મદિર ટ્રસ્ટ<br>સોનગઢ |

# ❀ વિષય–સૂચિ ❀

## અધ્યાય પહેલો

| કિરણ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧૦૨ | જ્ઞાનીઓ ભેદજ્ઞાન કરાવે છે .. | ૧૩૮ |
| ૧૦૩ | આત્મા પોતે ચૈતન્યસ્વરૂપ હોવા છતા તેની ભૂલ કેમ થઈ | ૧૩૯ |
| ૧૦૪ | —એ ભૂલ કેમ ટળે ? | ૧૪૦ |
| ૧૦૫ | અધર્મદશા ને ધર્મદશા | ૧૪૦ |
| ૧૦૬ | વીતરાગ ભગવાન શેનુ નિમિત્ત છે?–વીતરાગતાનુ કે રાગનુ ? | ૧૪૧ |
| ૧૦૭ | અજ્ઞાનીનો ભ્રમ, તેનુ કારણ ને તે ટાળવાનો ઉપાય | ૧૪૨ |
| ૧૦૮ | જીવ શરીરને પોતાનુ કેમ માને છે ? | ૧૪૩ |
| ૧૦૯ | ક્ષાયક સમ્યક્ત્વ અને ભવ | ૧૪૩ |
| ૧૧૦ | નૈગમનયનો આરોપ ક્યારે લાગુ પડે ? | ૧૪૪ |
| ૧૧૧ | પુરુષાર્થનુ વલણ | ૧૪૫ |
| ૧૧૨ | પાપ, પુણ્ય અને ધર્મ | ૧૪૫ |
| ૧૧૩ | બંધનનુ વધારે કારણ કોણ ? | ૧૪૬ |
| ૧૧૪ | આત્મા તરફ પ્રેમ ક્યારે જાગે ? | ૧૪૬ |
| ૧૧૫ | જેને વિકારનો પ્રેમ છે તેને સ્વભાવનો અનાદર છે | ૧૪૮ |
| ૧૧૬ | પુરુષાર્થનુ સ્વાધીનપણુ | ૧૪૯ |
| ૧૧૭ | તીર્થંકરોને જે મદદગાર માને છે તે તીર્થંકરોનો અનાદર કરે છે | ૧૪૯ |
| ૧૧૮ | જીવના ગુણોમા ચેતન અને જડ એવા બે પ્રકાર | ૧૫૦ |
| ૧૧૯ | આત્માની ભાવના કે આત્માનુ ધ્યાન ક્યારે થઈ શકે ? | ૧૫૦ |
| ૧૨૦ | કેવળજ્ઞાન કેમ અટક્યુ છે ? | ૧૫૧ |
| ૧૨૧ | સમ્યગ્જ્ઞાન અને મિથ્યાજ્ઞાન | ૧૫૨ |
| ૧૨૨ | મિથ્યાજ્ઞાનનું કારણ શુ ? અને તેમા નિમિત્ત કોણ ? જ્ઞાનાવરણ કે મોહનીય ? | ૧૫૩ |

# શુદ્ધિ પત્રક

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦ | ૭ | માંસભક્ષણ છોડાવવા | માંસભક્ષણ છોડવાના |
| ૧૩ | ૧૯ | સમ્યગ્દર્શન | સમ્યગ્દર્શનાદિ |
| ૧૭ | ૧૪ | પોતાની | પોતાના |
| ૨૧ | ૨૦ | સમ્ક્‌જ્ઞાનરૂપે | સમ્યગ્જ્ઞાનરૂપે |
| ૨૩ | ૨૧ | પરપક્ષી | પરલક્ષી– |
| ૨૬ | ૨૩ | માને છે | માને છે. |
| ૩૨ | ૨૧ | છે તેને | છે તે તેને |
| ૩૩ | ૪ | હતો. તે | હતો તે |
| ૩૮ | ૧૮ | [કિરણ નં (૧૮) થી બીજો અધ્યાય શરૂ થાય છે] | |
| ૬૮ | ૧૩ | તેણે | તેને |
| ૮૦ | ૨૧ | કણ | કણ કણ |
| ૮૮ | ૮ | 'ıƙəl | દીધા. |
| ૯૨ | ૮ | પરિણમાવતી | પરિણમાવતો |
| ૧૦૦ | ૨ | રાખીને | ——— |
| ૧૧૫ | ૨૩ | સ્વભાવના | સ્વભાવની |
| ૧૧૮ | ૧૮ | ધર્મીઓનો | ધર્મીઓનો |
| ૧૫૪ | ૧૮ | જ્ઞાનનો ક્ષયોપશમ | જ્ઞાનાવરણનો ક્ષયોપશમ |
| ૧૬૮ | ૧૭ | ચલાવી શકતું | ચલાવી શકતા |
| ૧૮૧ | ૨૦ | જ્ઞાનીઓના | જ્ઞાનીઓના |

# શ્રી
# મોક્ષમાર્ગ પ્રકાશકનાં
# કિરણો
[ભાગ ૧ : અધ્યાય ૧ થી ૬]

પંડિત પ્રવર શ્રી ટોડરમલજીકૃત
મોક્ષમાર્ગ પ્રકાશક ગ્રંથ ઉપર
પરમ પૂજ્ય શ્રી કાનજી સ્વામીએ
કરેલા પ્રવચનોનો સાર





શ્રી જિનેન્દ્રદેવને નમસ્કાર
શ્રી સદ્ગુરુદેવને નમસ્કાર

વીર સં ૨૪૭૦ આસો વદ ૮

## (૧) ગ્રંથ અને ગ્રંથકર્તા

આ ગ્રંથ મોક્ષનો માર્ગ કે જે અનાદિથી જીવોએ જાણ્યો નથી તેનો પ્રકાશ કરનાર છે પંડિતપ્રવર શ્રી ટોડરમલ્લજીએ આ મોક્ષમાર્ગપ્રકાશકમા હજારો સત્શાસ્ત્રોનુ દોહન કરીને આચાર્યોના કથનનુ રહસ્ય ઉતાર્યું છે,

વીર સં ૨૪૭૦ આસો વદ ૧૧

## (૨) સિદ્ધ ભગવાનની ઓળખાણથી ભેદવિજ્ઞાન

સિદ્ધ ભગવાનના સ્વરૂપને જે જીવ ઓળખે છે તે વિજ્ઞાન રૂપ થાય છે અર્થાત્ તેને ભેદવિજ્ઞાન થાય છે. તે કેવી રીતે

થાય છે ? કે જ્યારે જીવ સિદ્ધભગવાનને ઓળખે છે ત્યારે તેને એવી ભાવના થાય છે કે અહો ! આ સિદ્ધભગવાન સંપૂર્ણ સુખી છે, તેમનુ જ્ઞાન પણ પરિપૂર્ણ છે, તેમને રાગ–દ્વેષ નથી, કર્મ નથી, શરીર નથી, સિદ્ધભગવાન આત્મા છે અને હું પણ આત્મા છુ, સ્વભાવ અપેક્ષાએ સિદ્ધમા અને મારામાં ફેર નથી સિદ્ધભગવાનની જેમ હુ મારા સ્વભાવથી પરિપૂર્ણ છુ. સિદ્ધના સ્વરૂપમા રાગ–દ્વેષ, કર્મ કે શરીર નથી, તેમ મારા સ્વરૂપમા પણ રાગ–દ્વેષ, કર્મ કે શરીર નથી, સિદ્ધને પુણ્ય–પાપના ભાવ નથી તેમ મારે પણ વર્તમાન જે પુણ્ય–પાપભાવ થાય છે તે મારા સ્વભાવભાવ નથી પણ ઉપાધિભાવ છે. જે સિદ્ધને નહિ તે મારે પણ નહિ આત્માનો સ્વભાવભાવ શુદ્ધ પવિત્ર છે, તે ભાવ વડે રાગાદિ ઉપાધિ ભાવોને સિદ્ધ ભગવાને ટાળ્યા છે અને સ્વદ્રવ્યની સ્થિરતાવડે પર દ્રવ્યનું આલંબન પણ ટાળ્યુ છે, સિદ્ધના આત્મામાથી જે ટળી ગયુ તે બધુ મારા આત્મામાથી પણ ટળવા યોગ્ય જ છે અને સિદ્ધ સમાન એકલો શુદ્ધસ્વભાવભાવ રહેવા યોગ્ય છે. આ રીતે સિદ્ધસ્વરૂપના જ્ઞાન અને ધ્યાનવડે ભવ્ય જીવોને સ્વભાવ અને પરભાવનુ ભેદજ્ઞાન થાય છે, માટે શ્રી સિદ્ધભગવંતો મંગળ રૂપ છે, તેમને અમારા નમસ્કાર હો સિદ્ધ તેવો હુ અને હુ તેવા સિદ્ધ—એમ સિદ્ધભગવાન શુદ્ધ આત્મસ્વરૂપને દર્શાવવા માટે પ્રતિબિંબ સમાન છે

(૩) મંગળ કોણ છે ?

**પ્રશ્ન**–મોક્ષમાર્ગ પ્રકાશકની શરુઆત કરતા પંચ પરમેષ્ઠીને મંગળસ્વરૂપ કહ્યા, પણ પંચપરમેષ્ઠીઓ તો પર દ્રવ્ય છે,

જો પર દ્રવ્યને માંગળિક કહેશો તો નિમિત્તનું જોર આવશે ? [૩]

ઉત્તરઃ–પંચ પરમેષ્ઠીઓને માંગળિક તરીકે કહ્યા, તેમાં નિમિત્તનું જોર આપવું નથી પણ પંચપરમેષ્ઠીઓને યથાર્થપણે ઓળખીને તેને સ્મરણમાં લેનાર જે પોતાનું જ્ઞાન છે, તે જ્ઞાન જ પરમ માંગળિક છે. તેથી ખરેખર જ્ઞાનસ્વભાવનું જ જોર છે. પંચપરમેષ્ઠીઓ પોતપોતાને માટે માંગળિકરૂપ છે અને આ આત્માને માટે પોતાનો નિર્મળભાવ માંગળિકરૂપ છે. પંચપરમેષ્ઠીઓની ઓળખાણ અને સ્મરણ કરતાં પોતાના ભાવમાં તીવ્ર કષાય ટળીને નિર્મળતા થાય છે તે જ મંગળ છે.

(૪) વીર સં. ૨૪૭૧ કારતક સુદ ૧

માંગળિક

આત્મામાં કેવળજ્ઞાન પ્રગટે તે જ સુપ્રભાત છે અને તે જ આત્માનું માંગળિક છે. આત્માના પૂર્ણ સ્વભાવ કેવળજ્ઞાનને ઓળખીને તેનો જેને મહિમા આવે છે તેને વિકારનો અને પરનો મહિમા ટળે છે–તે જ મંગળ છે.

આત્મા પોતે સહજસ્વરૂપે દૃષ્ટિ, જ્ઞાન, આનંદ, પુરુષાર્થ વગેરેથી સંપૂર્ણ સ્વભાવસંપદાનું મંદિર છે. આત્માને પોતાનાં શ્રદ્ધા–જ્ઞાન–સુખ વગેરે માટે બહારની કોઈ લક્ષ્મીની જ[...] નથી, પણ પોતે જ સ્વભાવની પૂર્ણ લક્ષ્મીનું વીતરાગી–મંદિ[...] [...]છે. આત્માનું સ્વરૂપ જ્ઞાન–આનંદથી તાદાત્મ્યરૂપ છે, તે કદી [...]ન–આનંદ સ્વભાવથી છૂટતો નથી. પોતાના સંપૂર્ણ જ્ઞાનાનંદ [...]ભાવની દૃષ્ટિ અને લીનતાથી જે સત્પુરુષોને કેવળજ્ઞાન અને [...]ંત સુખ પ્રગટ્યું તેઓના આત્મામાં સુપ્રભાત પ્રગટ્યું,

અને સાદિ અનંતકાળ મંગળ બને છે. એવા શ્રી જિનેન્દ્ર ભગવંતોને ભક્તિપૂર્વક અમારા નમસ્કાર હો.

વીર સં. ૨૪૭૧ કારતક સુદ ૨

## (૫) સત્શાસ્ત્રોનું સ્વરૂપ

" જે આગમ મોક્ષમાર્ગનો પ્રકાશ કરે તે જ આગમ વાંચવા-સાંભળવા યોગ્ય છે, કારણ કે સંસારમાં જીવ અનેક પ્રકારનાં દુઃખોથી પીડિત છે. જો શાસ્ત્રરૂપી દીપક વડે તે મોક્ષમાર્ગને પામે તો તે મોક્ષમાર્ગમાં ગમન કરી એ દુઃખોથી મુક્ત થાય. હવે મોક્ષમાર્ગ તો એક વીતરાગભાવ છે માટે જે શાસ્ત્રોમાં કોઇ પ્રકારે રાગદ્વેષ મોહ ભાવોનો નિષેધ કરી વીતરાગભાવનું પ્રયોજન પ્રગટ કર્યું હોય તે જ શાસ્ત્રો વાંચવા-સાંભળવા યોગ્ય છે. " (મોક્ષમાર્ગ પ્રકાશક પા. ૧૫)

### સત્શાસ્ત્રોનું પ્રયોજન વીતરાગભાવ પોષવાનું જ છે

સત્શાસ્ત્રોમાં ગમે તે વાત કરી હોય પણ તેમાં રાગ-દ્વેષ મોહ મટાડવાનું અને વીતરાગભાવને પોષવાનું જ પ્રયોજન છે. ભક્તિ, શાસ્ત્રશ્રવણ, દાન ઇત્યાદિ કરવાની વાત કરી હોય ત્યાં પણ તેમાં જે રાગ છે તેનો તો નિષેધ જ કર્યો છે. દેવ-ગુરુ-શાસ્ત્રની ભક્તિ વગેરેમાં શુભરાગ [illegible] છે [illegible] કુદેવ-કુગુરુ-કુશાસ્ત્ર પ્રત્યેના રાગનો [illegible] આવે [illegible]

સત્શાસ્ત્ર વાંચતાં શુભરાગ હોય છે પણ શાસ્ત્રોનું પ્રયોજન તો એ બતાવવાનું છે કે, આ શુભરાગ પણ આત્માનું સ્વરૂપ નથી તેથી તે પણ રાખવા જેવો નથી. સ્વરૂપની દૃષ્ટિ સહિતના શુભભાવ હોય તે અશુભભાવથી બચાવે છે તેથી તેના વડે વીતરાગભાવરૂપ પ્રયોજને અંશે સિદ્ધ થાય છે. કોઈ પણ જાતનો રાગ રાખવાનું શાસ્ત્રો બતાવતાં નથી, પણ કોઇને કોઇ પ્રકારે રાગ ટાળવાનું જ શાસ્ત્રો બતાવે છે. શાસ્ત્રો આત્માની સ્વતંત્રતા બતાવે છે કે તું સ્વતંત્ર છો, તારાથી તું પરિપૂર્ણ છો; અમારું અવલંબન પણ તને નથી. એ રીતે શાસ્ત્રો આત્માની સ્વતંત્રતા બતાવીને મોહ તથા રાગ-દ્વેષ છોડાવે છે. જેટલો રાગ ઘટીને વીતરાગભાવ થયો તેટલું પ્રયોજન સધાયું છે અને જે રાગ રહ્યો તે રાખવા જેવો નથી.

જેમાં કોઇ પણ પ્રકારે રાગ કરવાનું પ્રયોજન બતાવ્યું હોય તે સત્શાસ્ત્ર નથી. સત્શાસ્ત્રો કોઇ પણ પ્રકારે રાગ કરવાનું પ્રયોજન કહે જ નહિ.

### ભક્તિ વગેરે શુભરાગનો ઉપદેશ હોય ત્યાં પણ વીતરાગતાનું જ પ્રયોજન છે

પ્રશ્નઃ—ભગવાનની ભક્તિ તે શુભરાગ છે છતાં સત્શાસ્ત્રમાં તો તે કરવાનો ઉપદેશ આવે છે?

ઉત્તરઃ—સત્શાસ્ત્રમાં ભગવાનની ભક્તિ કરવાનું કહ્યું હોય ત્યાં પ્રયોજન અશુભરાગ ટાળવાનું છે, અને જે શુભરાગ રહી જાય છે તેને પણ રાખવાનો ઉપદેશ નથી. સત્શાસ્ત્રનું પૂર્ણ પ્રયોજન તો અશુભ તેમ જ શુભ બંને રાગ છોડાવીને સંપૂર્ણ વીતરાગતા કરવાનું જ છે, પણ જ્યાં તે પ્રયોજન પૂર્ણપણે

અને સાદિ અનંતકાળ મંગળ થવું એટું. એવા શ્રી જિનેન્દ્ર ભગવંતોને ભક્તિપૂર્વક અમારા નમસ્કાર હો.

વીર સં. ૨૪૭૧ કારતક સુદ ૨

(૫) સત્શાસ્ત્રોનું સ્વરૂપ

" જે આગમ મોક્ષમાર્ગનો પ્રકાશ કરે તે જ આગમ વાંચવા-સાંભળવા યોગ્ય છે, કારણ કે સંસારમાં જીવ અનેક પ્રકારના દુઃખોથી પીડિત છે. જો શાસ્ત્રરૂપી દીપક વડે તે મોક્ષમાર્ગને પામે તો તે મોક્ષમાર્ગમાં ગમન કરી એ દુઃખોથી મુક્ત થાય હવે મોક્ષમાર્ગ તો એક વીતરાગભાવ છે માટે જે શાસ્ત્રોમા કોઈ પ્રકારે રાગદ્વેષ મોહ ભાવોનો નિષેધ કરી વીતરાગભાવનુ પ્રયોજન પ્રગટ કર્યું હોય તે જ શાસ્ત્રો વાચવા-સાંભળવા યોગ્ય છે. " (મોક્ષમાર્ગ પ્રકાશક પા. ૧૫)

**સત્શાસ્ત્રોનું પ્રયોજન વીતરાગભાવ પોષવાનું જ છે**

સત્શાસ્ત્રોમાં ગમે તે વાત કરી હોય પણ તેમાં રાગ-દ્વેષ મોહ મટાડવાનુ અને વીતરાગભાવને પોષવાનુ જ પ્રયોજન છે. ભક્તિ, શાસ્ત્રશ્રવણ, દાન ઇત્યાદિ કરવાની વાત કરી હોય ત્યાં પણ તેમા જે રાગ છે તેનો તો નિષેધ જ કર્યો છે. દેવ-ગુરુ-શાસ્ત્રની ભક્તિ વગેરેમાં શુભરાગ હોય છે પરંતુ તેમાં કુદેવ-કુગુરુ-કુશાસ્ત્ર પ્રત્યેના રાગનો પહેલે જ ધડાકે નિષેધ આવે છે, તેથી ત્યાં પણ રાગ ટાળવાનું પ્રયોજન સિદ્ધ થાય છે. સાચા દેવ-ગુરુ-શાસ્ત્રની ભક્તિ, પૂજા વગેરેનુ કથન હોય ત્યાં વીતરાગી સ્વરૂપની દૃષ્ટિપૂર્વક જે અશુભરાગ ટળ્યો તે પ્રયોજન છે, પણ જે શુભરાગ રહ્યો છે તેનું પ્રયોજન નથી, તેનો તો છે.

સત્શાસ્ત્ર વાંચતાં શુભરાગ હોય છે પણ શાસ્ત્રોનું પ્રયોજન તો એ બતાવવાનું છે કે, આ શુભરાગ પણ આત્માનું સ્વરૂપ નથી તેથી તે પણ રાખવા જેવો નથી. સ્વરૂપની દૃષ્ટિ સહિતના શુભભાવ હોય તે અશુભભાવથી બચાવે છે તેથી તેના વડે વીતરાગભાવરૂપ પ્રયોજન અંશે સિદ્ધ થાય છે. કોઈ પણ જાતનો રાગ રાખવાનું શાસ્ત્રો બતાવતાં નથી, પણ કોઈને કોઈ પ્રકારે રાગ ટાળવાનું જ શાસ્ત્રો બતાવે છે. શાસ્ત્રો આત્માની સ્વતંત્રતા બતાવે છે કે તું સ્વતંત્ર છો, તારાથી તું પરિપૂર્ણ છો, અમારું અવલંબન પણ તને નથી. એ રીતે શાસ્ત્રો આત્માની સ્વતંત્રતા બતાવીને મોહ તથા રાગ-દ્વેષ છોડાવે છે. જેટલો રાગ ઘટીને વીતરાગભાવ થયો તેટલું પ્રયોજન સધાયું છે અને જે રાગ રહ્યો તે રાખવા જેવો નથી.

જેમાં કોઈ પણ પ્રકારે રાગ કરવાનું પ્રયોજન બતાવ્યું હોય તે સત્શાસ્ત્ર નથી. સત્શાસ્ત્રો કોઈ પણ પ્રકારે રાગ કરવાનું પ્રયોજન કહે જ નહિ.

### ભક્તિ વગેરે શુભરાગનો ઉપદેશ હોય ત્યાં પણ વીતરાગતાનું જ પ્રયોજન છે

**પ્રશ્ન**:—ભગવાનની ભક્તિ તે શુભરાગ છે છતાં સત્શાસ્ત્રમાં તો તે કરવાનો ઉપદેશ આવે છે?

**ઉત્તર**:—સત્શાસ્ત્રમાં ભગવાનની ભક્તિ કરવાનું કહ્યું હોય ત્યાં પ્રયોજન અશુભરાગ ટાળવાનું છે, અને જે શુભરાગ રહી જાય છે તેને પણ રાખવાનો ઉપદેશ નથી. સત્શાસ્ત્રનું પૂર્ણ પ્રયોજન તો અશુભ તેમ જ શુભ બને રાગ છોડાવીને સંપૂર્ણ વીતરાગતા કરવાનું જ છે, પણ જ્યાં તે પ્રયોજન પૂર્ણપણે

સિદ્ધ ન થતુ હોય ત્યા એકદેશ પ્રયોજન સિદ્ધ કરવા માટે અશુભથી છોડાવવા શુભનો ઉપદેશ આપવામા આવે છે

## સત્શાસ્ર રાગથી અને કુમાર્ગથી છોડાવે છે

સત્શાસ્રમા કોઈ વાર તો એમ પણ કહ્યુ હોય કે તુ જિનેન્દ્ર ભગવાનને માન, તો તારુ વાંઝિયાપણુ ટળશે—તને પુત્રપ્રાપ્તિ થશે આમા પણ કોઈક અંશે રાગ ઘટાડવાનુ જ પ્રયોજન છે જો કે પુત્રપ્રાપ્તિની ઇચ્છાથી વીતરાગદેવને માને ત્યા તો મિથ્યાત્વ જ છે, છતા પણ લૌકિક હનુમાન, શીકોતેર, પીર વગેરે કુદેવને માનવાથી જીવને અતિ તીવ્ર રાગ છે તેનાથી છોડાવવાનુ પ્રયોજન વિચારીને સાચા દેવને માનવાનુ કહ્યુ છે પુત્રપ્રાપ્તિની ઇચ્છાએ પણ કુદેવાદિને છોડીને સાચા દેવને માનવાથી રાગ કાંઈક મંદ પડે છે, તેમ જ કુદેવાદિ પાસે તો તેને સત્ સમજવાનો અવકાશ જ ન હતો, હવે સુદેવાદિને માનવાથી કોઈક વાર પણ તેને સત્ સમજવાનો અવકાશ છે. આ રીતે, જે રાગ મંદ પડે છે તેટલુ જ શાસ્રનુ પ્રયોજન છે, રાગ રહ્યો તે તો છોડવા યોગ્ય જ છે

સત્શાસ્રો પ્રથમ તો પૂર્ણતાનો જ ઉપદેશ આપે છે કે તારો સ્વભાવ સર્વ પ્રકારે પરિપૂર્ણ છે, તેની શ્રદ્ધા-જ્ઞાન-સ્થિરતા કરીને આ સમયે જ પૂર્ણ પરમાત્મા થઈ જા મિથ્યાત્વ અને રાગમાત્ર કાઢીને ચિદાનંદ વીતરાગ થા જો સંપૂર્ણ વીતરાગતા ન થઇ શકે તો સંપૂર્ણ વીતરાગી સ્વભાવની શ્રધ્ધા કર, જ્ઞાન કર અને જો તત્ક્ષણ શ્રધ્ધા-જ્ઞાન પણ ન થઇ શકે તો તેની જિજ્ઞાસા રાખીને સત્દેવ-ગુરુ-શાસ્રના અવલંબન વડે કુદેવાદિ પ્રત્યેના રાગને છોડ

આમાં જે શુભરાગ થાય છે તે રાગ કરાવવાનું શાસ્ત્રનું પ્રયોજન નથી, પણ જેટલે અંશે રાગ ટળ્યો તેટલું જ પ્રયોજન છે. શાસ્ત્રનું મૂળ પ્રયોજન તો જીવને મોક્ષમાર્ગમાં લગાડવાનું છે. સાચા શાસ્ત્રો કોઈ પણ પ્રકારે જીવને રાગથી અને કુમાર્ગથી છોડાવે છે. રાગની કે કુદેવાદિની પુષ્ટિ કરાવનારું કથન કોઇ પણ વીતરાગી શાસ્ત્રમાં હોય નહિ. 'તારાથી શુભરાગ ન થાય તો તું પાપ કરજે અથવા તો કુદેવાદિને માનજે'– એવું વચન કોઇ પણ સત્શાસ્ત્રમાં હોય જ નહિ.

### અન્ય શાસ્ત્રો સત્શાસ્ત્ર કેમ નથી?

**પ્રશ્નઃ**–સત્શાસ્ત્રોમાં રાગ ઘટાડવાનું પ્રયોજન છે—એમ કહ્યુ પરંતુ અન્ય શાસ્ત્રોમાં પણ રાગ ઘટાડવાનું તો કહ્યું છે, તેથી તેને પણ સત્શાસ્ત્ર કહેવાં પડશે.

**ઉત્તરઃ**– સત્શાસ્ત્રોના કોઇપણ કથન રાગની પુષ્ટિ કરાવનારા હોય જ નહિ. અન્ય શાસ્ત્રોમાં કોઇવાર તો રાગ ઘટાડવાનું કહે છે અને કોઇવાર રાગ કરવાનું પણ કહે છે અર્થાત્ એક પ્રકારનો રાગ ઘટાડવાનું કહીને બીજા પ્રકારના રાગની પુષ્ટિ કરાવે છે, એટલે તે તો રાગની પુષ્ટિ કરાવે છે. ભગવાનની ભક્તિમાં જે શુભરાગ છે તે રાગ કરવાની અન્ય શાસ્ત્રો પુષ્ટિ આપે છે તેથી તે શાસ્ત્રોમાં રાગ ઘટાડવાનો ઉપદેશ યથાર્થ નથી. શુભરાગ કરતાં કરતાં ધર્મ થશે એમ જે શાસ્ત્રો કહે તે રાગ કરવાની જ પુષ્ટિ આપે છે, સત્શાસ્ત્રો કદી પણ રાગથી ધર્મ મનાવે જ નહિ. રાગ ટાળતાં ટાળતાં ધર્મ થાય, પણ રાગ કરતાં કરતાં ધર્મ થાય નહિં. સાચાં જૈનશાસ્ત્રોમા તો રાગના એક અંશથી તે સંપૂર્ણ રાગ છોડવાનો જ ઉપદેશ છે.

રાગનો એક અંશ પણ રાખવાનો ઉપદેશ જૈનશાસ્ત્રોમાં હોય જ નહિ. શુભરાગ કરવાની વાત કરી હોય ત્યાં પણ, જે રાગ છે તે કરાવવાનું પ્રયોજન નથી પરંતુ તીવ્ર રાગ હતો તે ઘટાડવાનું પ્રયોજન છે. વીતરાગી શાસ્ત્રોમાં રાગ છોડવાનો જ આદેશ છે, રાગ કરવાનો આદેશ નથી (રાગ કહેતાં મિથ્યાત્વ, અજ્ઞાન અને કષાય ત્રણે સમજવા. મિથ્યાત્વ પૂર્વકનો રાગ તે જ અનંતાનુબંધી રાગ છે, તે મિથ્યાત્વ અને અનંતાનુબંધી રાગ-દ્વેષ પ્રથમમાં પ્રથમ છોડવા જેવા છે.)

## સત્શાસ્ત્રમાં શુભરાગનો ઉપદેશ હોય ત્યાં પણ મોક્ષમાર્ગનું જ પ્રયોજન છે. પરંતુ રાગ પોતે ધર્મ નથી

પ્રશ્નઃ— સત્શાસ્ત્રો તો મોક્ષમાર્ગનો પ્રકાશ કરનાર હોય છે. તો પછી શાસ્ત્રમાં જ્યાં અજ્ઞાનીને શુભરાગ કરવાની વાત આવે ત્યાં મોક્ષમાર્ગનું પ્રતિપાદન કઈ રીતે આવ્યું ? સમ્યગ્દર્શન વગર તો મોક્ષમાર્ગ હોય નહિ.

ઉત્તરઃ—અજ્ઞાનીને શુભરાગ કરવાનું કહ્યું હોય ત્યા રાગનુ પ્રયોજન નથી પણ કુદેવાદિની માન્યતાથી છોડાવીને સાચા દેવ-ગુરુ-ધર્મની માન્યતા કરાવવાનું પ્રયોજન છે. ત્યા તીવ્ર મિથ્યાત્વ અંશે મંદ પડ્યુ એ અપેક્ષાએ તેને વ્યવહારમોક્ષમાગ કહેવાય છે. ખરેખર તો સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર તે જ મોક્ષ માર્ગ છે, રાગ તે મોક્ષમાર્ગ નથી તેમ જ તે રાગથી ધર્મ નથી, પણ કુદેવાદિની માન્યતામા જે તીવ્ર મિથ્યાત્વ છે તે વીતરાગી દેવને માનતા મંદ પડે છે, અને સત્ નિમિત્તો હોવાથી સત્ સમજવાનો અવકાશ છે તેથી તેને ઉપચારથી

મોક્ષમાર્ગ કહેવાય છે સાચા દેવ-ગુરુ-શાસ્ત્ર એમ જણાવે છે કે-હે આત્મન્! તું સ્વતંત્ર છો, પૂર્ણ જ્ઞાનસ્વરૂપ છો, રાગ તારું સ્વરૂપ નથી

## જ્ઞાનીઓનો ઉપદેશ જીવોને સીધી રીતે કે પરંપરાએ મોક્ષમાર્ગમાં લગાડવા માટે છે

જ્ઞાનીનો ઉપદેશ જીવોના કલ્યાણ માટે હોય છે કોઈવાર કોઈ જીવ મોક્ષમાર્ગ સમજવાની યોગ્યતાવાળો ન હોય તો તેને જે રીતે રાગ ઘટે તેવો ઉપદેશ આપે છે જેમ કોઈ મુનિરાજ પાસે માંસાહારી ભીલ આવીને ઉપદેશ સાંભળવા બેઠો, હવે જો શ્રી મુનિ તેને મોક્ષમાર્ગનો ઉપદેશ આપવા માંડે તો તેમાં તેને કાંઈ સમજણ પડે નહિ તેથી શ્રી મુનિ તેને એમ કહે કે-હે ભાઈ! હરણીયા વગેરે નિર્દોષ જીવોને મારી નાખવાથી પાપ છે અને તેના ફળમાં નરક છે, માટે તું શિકાર છોડી દે અને માંસભક્ષણ છોડી દે, તો તારૂં કલ્યાણ થશે!

માંસ છોડી દેવાથી કલ્યાણ થશે એમ કહ્યું, ત્યાં એવો આશય છે કે તે દુર્ગતિ ન જતાં સ્વર્ગાદિમાં જશે એ અપેક્ષાએ તેને કલ્યાણ કહી દીધું છે અને ભવિષ્યમાં તેની પાત્રતા હોય તો એમ વિચારે કે અહો! માત્ર માંસનો રાગ છોડયો તેનું આટલું ફળ, તો સંપૂર્ણ રાગ વગરના સ્વભાવનો કેવો મહિમા હશે!! એવા વિચારથી તે મોક્ષમાર્ગમાં પણ લાગી જાય એ રીતે, સીધી રીતે કે પરંપરાએ પણ જિનશાસનમાં જીવોને મોક્ષમાર્ગમાં લગાડવાનું જ પ્રયોજન છે

જ્યારે મુનિરાજે એમ કહ્યું કે 'માંસ ભક્ષણ છોડી દે, તારું કલ્યાણ થશે' એ સાંભળીને તે વખતે તે ભીલ વિશેષ

જિજ્ઞાસાથી જો એમ પૂછે કે-' પ્રભો! માંસભક્ષણ છોડી દેવાનું આપ કહો છો, તો તેથી મને ધર્મ થશે ને? અને મારો મોક્ષ થશે ને? તો શ્રી મુનિને તે વખતે એમ ખ્યાલ આવી જાય કે આ કોઈ પાત્ર જીવ છે તેથી તેને આવી ધર્મની જિજ્ઞાસાનો પ્રશ્ન ઊઠયો છે અને તે સમજવાની જિજ્ઞાસાથી ઊભો છે. આમ તેની પાત્રતા જોઈને તેને રત્નત્રયનો ઉપદેશ આપે ભાઈ! અમે તને પાપથી છોડાવવા માટે માંસભક્ષણ છોડાવવા શુભ-રાગથી કલ્યાણ થવાનું વ્યવહારે કહ્યું હતું, પરંતુ તને જો ધર્મ સમજવાની રુચિ છે તો ધર્મનું સ્વરૂપ એ રાગથી જુદું છે. એ રાગથી ધર્મ નથી, પણ રાગરહિત આત્માનો ચૈતન્ય સ્વભાવ સમજવાથી ધર્મ છે.

નરકાદિ ગતિથી બચવાની અપેક્ષાએ શુભરાગથી કલ્યાણ કહી દીધું; પણ વાસ્તવિક કલ્યાણ (-ધર્મ) તો તેનાથી જુદું છે—ઇત્યાદિ પ્રકારે જે રીતે જીવનું હિત થાય તે રીતે જ જિનશાસનનો ઉપદેશ છે.

## જે સત્શાસ્ત્ર વાંચીને રાગ પોષે છે તે સ્વચ્છંદી છે

શાસ્ત્રના કથનો વાંચીને જે જીવ રાગ-દ્વેષ-મોહ વધારવાનો આશય કાઢે છે તે જીવ સત્શાસ્ત્રના આશયને-સમજ્યો નથી અને તે સ્વચ્છંદી છે, તે જીવને માટે તો તે સત્શાસ્ત્રો હિતનું નિમિત્ત પણ નથી શાસ્ત્રમાં તો રાગ-દ્વેષ-મોહ વધારવાનો આશય છે જ નહિ, પણ તે જીવ પોતાની ઊંધી શ્રદ્ધાને લીધે તેમ સમજ્યો છે, તેમાં શાસ્ત્રના કથનનો દોષ નથી પણ જીવની સમજણનો દોષ છે જે જીવ યથાર્થ

આત્મસ્વભાવ સમજીને રાગ-દ્વેષ-મોહ ઘટાડે છે તેને સત્શાસ્ત્ર નિમિત્તરૂપ કહેવાય છે.

### શુભરાગનું પ્રયોજન શું છે?

ચારિત્રદશામા પંચમહાવ્રતનો શુભરાગ હોય છે-એમ સત્શાસ્ત્રમા કહ્યુ હોય તોપણ તે કથન રાગ કરાવવા માટે નથી પણ સ્વરૂપની દૃષ્ટિ અને સ્થિરતા સહિત અશુભરાગથી બચવા માટેનુ પ્રયોજન છે, પણ મહાવ્રતનો શુભરાગ રહ્યો તે તો છોડવા માટે છે. ધર્મ તો એક નિશ્ચયમાર્ગરૂપ જ છે. શુભરાગ વડે ધર્મ થતો નથી, ધર્મ તો પુણ્ય-પાપરહિત એકલા શુદ્ધ-સ્વભાવની શ્રદ્ધા-જ્ઞાન અને રમણતારૂપ જ છે.

### સત્શાસ્ત્રમાં શૃંગારરસ, યુદ્ધ, ભોગ વગેરેના વર્ણનનું પ્રયોજન

સત્શાસ્ત્રોમાં શૃંગારરસ, ભોગ, યુદ્ધ વગેરેનુ વર્ણન આવે ત્યાં પણ તેનુ પ્રયોજન જીવને પુણ્ય-પાપના ફળની શ્રદ્ધા ઊપજાવવાનું અને તે પ્રત્યે વૈરાગ્ય કરાવવાનુ જ છે. જૈન-શાસ્ત્રોનુ સંપૂર્ણ પ્રયોજન તો જીવને પૂર્ણ વીતરાગતા જ કરાવવાનુ છે, પણ જે જીવ સંપૂર્ણ વીતરાગતાનો પુરુષાર્થ ન કરી શકે તેને પણ જૈનશાસ્ત્રો કોઇ પણ રીતે અતત્ત્વશ્રદ્ધાન મંદ કરાવે છે, તીવ્ર અશુભભાવોને છોડાવે છે અને તીવ્ર મિથ્યાત્વ ઘટાડે છે. અન્ય મતના શાસ્ત્રોમા કોઇ પ્રસંગે રાગ ઘટાડવાનુ કહ્યુ હોય તો બીજે ઠેકાણે રાગથી ધર્મ મનાવીને રાગ કરવાનો ઉપદેશ આપ્યો હોય છે, એ રીતે તે શાસ્ત્રો અતત્ત્વશ્રદ્ધાન અને મિથ્યાત્વને પોષનારા છે, તેથી તે અસત્ શાસ્ત્રો વાચવા-સાભળવા યોગ્ય નથી.

## સત્શાસ્ત્ર સ્વાધીનતા બતાવીને વીતરાગતા પોષે છે

જે શાસ્ત્ર એમ બતાવે કે-દેવ-ગુરુ-શાસ્ત્રના અવલંબનથી અને તે પ્રત્યેના રાગથી ધર્મ થશે, તેનુ જ જીવોને શરણ છે, તે શાસ્ત્રો જીવને પરાધીનતા બતાવીને રાગનુ જ પોષણ કરનારા છે, તે સત્શાસ્ત્ર નથી સત્શાસ્ત્રો તો એમ બતાવે છે કે દેવ-ગુરુ-શાસ્ત્રનુ અવલંબન પણ આત્માના ધર્મ માટે નથી, એનુ લક્ષ પણ છોડીને તારા સ્વભાવનુ લક્ષ કર -એમ સ્વાધીનતા અને વીતરાગતા બતાવે છે

## શાસ્ત્રમાં લડાઈ વગેરેનું વર્ણન હોય તે વિકથા નથી પણ વૈરાગ્યપોષક કથા છે

તીર્થંકરભગવાન પાસે ઇન્દ્રો નાચ કરે છે, ત્યા રાગ-ભાવ પોષવાનો હેતુ નથી પણ પોતાનો અશુભરાગ છોડીને વીતરાગ જિનદેવ પ્રત્યેની ભક્તિનો, તેમજ લોકોને પણ ભક્તિ-પ્રેમ કરાવવાનો હેતુ છે, એ રીતે તેમા પણ જીવો કુમાર્ગથી છૂટીને સત્ધર્મ પ્રત્યે વળે-એવો હેતુ છે તેથી સત્શાસ્ત્રમા નાચ વગેરેનુ વર્ણન આવે, તે વિકથા નથી શાસ્ત્રમા વિકથાના ચાર પ્રકાર કહ્યા છે, તેમા શબ્દો તે વિકથા નથી સ્ત્રીના અવયવો વગેરેનુ તથા લડાઈ વગેરેનુ વર્ણન તો નિર્ગ્રંથ મુનિરાજો પણ કરે, માત્ર એનુ વર્ણન કરવુ કે સાભળવુ તે વિકથા નથી પરતુ તેની રુચિપૂર્વક કે રાગપૂર્વક સાભળવુ તે વિકથા છે આચાર્યો -સતો વર્ણવે છે તે તો વૈરાગ્યપોષક કથા છે આથી ભાવ અનુસાર વીતરાગી કથા કે વિકથા કહેવાય છે, પણ માત્ર શબ્દ પરથી તેનુ માપ નથી સત્શાસ્ત્રોમા જે વર્ણન કર્યું હોય તે

કોઈ ને કોઈ પ્રકારે વીતરાગભાવને જ પોષે છે, તેથી તેમાં વિકથા નથી પણ વૈરાગ્યપોષક કથા જ છે.

## જે રાગ-દ્વેષ-મોહ પોષે તે શાસ્ત્ર નથી પણ શસ્ત્ર છે

" જે શાસ્ત્રોમાં કોઈ પ્રકારે રાગ-દ્વેષ-મોહ ભાવોનો નિષેધ કરી વીતરાગભાવનું પ્રયોજન પ્રગટ કર્યું હોય તે જ શાસ્ત્રો વાચવા-સાંભળવા યોગ્ય છે, પણ જે શાસ્ત્રોમાં શૃંગાર, ભોગ, કુતૂહલાદિ પોષી રાગભાવનું, તથા હિંસા યુદ્ધાદિક પોષી દ્વેષભાવનું અને અતત્ત્વશ્રદ્ધાન પોષી મોહભાવનું પ્રયોજન પ્રગટ કર્યું હોય તે શાસ્ત્ર નથી પણ શસ્ત્ર છે. કારણ કે રાગ-દ્વેષ-મોહભાવ વડે જીવ અનાદિથી દુઃખી થયો, તેની વાસના તો જીવને વગર શીખડાવ્યે પણ હતી જ, અને વળી આ શાસ્ત્રો વડે તેનું જ પોષણ કર્યું. ત્યાં ભલુ થવાની તેમણે શું શિક્ષા આપી? માત્ર જીવના સ્વભાવનો ઘાત જ કર્યો. " [મોક્ષમાર્ગ-પ્રકાશક પા. ૧૫]

દરેક વસ્તુ પોતાના સ્વભાવથી સ્વતંત્ર છે એવું તત્ત્વસ્વરૂપ છે. જે ગ્રંથમાં એક તત્ત્વને બીજા તત્ત્વથી પરાધીન મનાવ્યું હોય અથવા તો એક તત્ત્વ બીજા તત્ત્વનું કાંઈ કરી શકે-એમ મનાવ્યું હોય તે શાસ્ત્ર નથી પણ શસ્ત્ર છે, કેમકે તે જીવના સમ્યગ્દર્શન ગુણોનો ઘાત કરે છે અને મિથ્યાત્વાદિને પોષે છે. જેમાં રાગ-દ્વેષ-મોહનું પોષણ કર્યું હોય તે શાસ્ત્ર નથી કેમકે રાગ-દ્વેષ-મોહ તો જીવ અનાદિથી જ કરે છે. અનાદિના રાગ-દ્વેષ-મોહથી છોડાવીને મોક્ષમાર્ગમાં લગાડવા માટે સત્શાસ્ત્ર નિમિત્ત છે.

## જિનેન્દ્રદેવની પૂજામાં વીતરાગતાનું પ્રયોજન કઈ રીતે છે?

પ્રશ્ન—જૈનશાસ્ત્રોમાં તો રાગ-દ્વેષ-મોહ ઘટાડવાનું જ પ્રયોજન છે-તો પછી જિનેન્દ્રદેવ પાસે અષ્ટપ્રકારની પૂજા કરે અને તેમાં ફળ-ફૂલ વગેરે મૂકે-એ શા માટે કરવું જોઈએ? —એમાં તો હિંસા થાય છે.

ઉત્તર—ત્યાં પણ રાગ ઘટાડવાનો જ હેતુ છે. બહારનાં પદાર્થોની ક્રિયા તો આત્મા કરી શકતો નથી, પરંતુ વીતરાગતાની ભાવનાથી પોતાનો રાગ ઘટાડે છે. હે પ્રભો, જિનેન્દ્રદેવ! આપ વીતરાગ છો, આપની સાક્ષીએ હું આ ફળ વગેરે વસ્તુઓ પ્રત્યેનો મારો રાગ ઘટાડું છું, અને મોક્ષફળપ્રાપ્તિની ભાવના કરું છું-એવી ભાવનાથી વીતરાગદેવરૂપ નિમિત્તના લક્ષે પોતાનો રાગ ઘટાડે છે, ફળ વગેરે મૂકવાની ક્રિયા સ્વયં તેની યોગ્યતાથી થાય છે જૈન ધર્મમાં ભગવાનને પ્રસન્ન કરવાના હેતુથી ફળ-ફૂલ વગેરે મૂકવામાં આવતા નથી અને ભગવાનની પ્રતિમા ઉપર તો કાંઈ પણ ચઢાવવામાં આવતું જ નથી. પરંતુ પોતાની જ વીતરાગ થવાની ભાવનાથી ભગવાનની પૂજા કરવામાં આવે છે આત્માની ઓળખાણ થયા પહેલા પણ જિનપૂજા વગેરેનો શુભરાગ કરીને અશુભરાગ ટાળે-તેનો કાંઈ નિષેધ નથી તેમ જ 'ભગવાન એક આત્મા હતા અને હું પણ આત્મા છું, જેવું પરિપૂર્ણ સ્વરૂપ ભગવાનનું છે તેવા જ સ્વરૂપે હું છું-એમ પૂર્ણ સ્વભાવનું ભાન થયા પછી પણ, પોતે સાક્ષાત્ વીતરાગ થયો નથી અને વર્તમાન સાક્ષાત્ વીતરાગદેવ નિમિત્ત તરીકે હાજર (ઉપસ્થિત) નથી તેથી વીતરાગ-

મુદ્રિત પ્રતિમાજીમા વીતરાગદેવની સ્થાપના કરીને અને તેની પૂજા કરીને વર્તમાનમા પોતાનો અશુભરાગ ટાળે છે અને શુભરાગને પણ ટાળીને વીતરાગ થવાની ભાવના કરે છે. આ રીતે જૈનશાસ્ત્રોમા વીતરાગતાનો જ ઉપદેશ છે-અને કોઈ કોઈ ઠેકાણે અશુભરાગ ટાળવા માટે શુભનુ અવલબનપણ બતાવ્યું છે, પરતુ તે શુભરાગ કરવા માટે નથી, માત્ર અશુભરાગને ટાળવા માટે છે-સતશાસ્ત્રોનુ મૂળ પ્રયોજન જીવોને મોક્ષ-માર્ગમા લગાડવાનુ જ છે.

—આ રીતે, સત્શાસ્ત્ર કેવા હોય તેનુ સ્વરૂપ કહ્યુ

સં. ૨૪૭૧ કારતક સુદ ૩

(૬) વક્તાનું સ્વરૂપ

### કેવા વક્તાનો ઉપદેશ સાંભળવો યોગ્ય છે?

જેમા લાખો અને કરોડોનો વહીવટ ચાલતો હોય એવી પેઢીનો વહીવટ દસ રૂપિયાના પગારવાળો મદબુદ્ધિ જીવ સંભાળી શકે નહિ, પણ મોટા પગારવાળો બુદ્ધિશાળી જીવ હોય તે વહીવટ સભાળે તેમ જેમને પૂર્ણ પરમાત્મદશારૂપ સ્વરૂપલક્ષ્મી પ્રગટી છે એવા શ્રી વીતરાગદેવની પરપરામા રહીને સમ્યગ્દર્શન જ્ઞાન–ચારિત્રરૂપ વીતરાગધર્મનો ઉપદેશ કરનાર જીવ શ્રદ્ધા-જ્ઞાનાદિ અનેક ગુણના ધારી હોવા જોઈએ, અને અધ્યાત્મ-વિદ્યામા પારગત હોવા જોઈએ અધ્યાત્મરસદ્વારા પોતાના સ્વરૂપનું અનુભવન જેને ન થયુ હોય એવા જીવો વીતરાગી જિનધર્મનો ઉપદેશ યથાર્થ આપી શકે નહિ, અને એવા વક્તા પાસેથી શાસ્ત્રશ્રવણ કરવાથી જીવને આત્મલાભ થાય નહિ માટે યથાર્થ આત્મજ્ઞાની પુરુષને ઓળખીને તેમની પાસે આત્મ સ્વભાવનો ઉપદેશ સાભળવો યોગ્ય છે.

જે વક્તા હોય તે પ્રથમ તો જૈનશ્રદ્ધાનમાં દૃઢ હોવા જોઈએ રાગ–દ્વેષરૂપ દોષ મારી અવસ્થામા ક્ષણિક છે અને તેને જીતનાર મારો ત્રિકાળી સ્વભાવ શુદ્ધ છે–આવી શ્રદ્ધા હોય તેનુ નામ જૈનશ્રદ્ધા છે જે પોતાના શુદ્ધ સ્વભાવની શ્રદ્ધા–જ્ઞાન અને એકાગ્રતાવડે રાગ–દ્વેષ–મોહને જીતે છે તેને જૈન પણુ પ્રગટે છે જેને પોતાના શુદ્ધાત્મસ્વભાવની પ્રતીત ન હોય તે અન્ય જીવોને શુદ્ધાત્મસ્વભાવનો ઉપદેશ કઈ રીતે આપી શકે ?

## કોણુ જૈન છે ?

જૈન એટલે જીતનાર, કોને જીતવું છે અને કોણુ જીતનાર છે એ જાણુવુ જોઈએ પરદ્રવ્યોથી તો આત્મા ભિન્ન છે, પણુ એક આત્મામા બે પડખા છે–એક તો ત્રિકાળી સ્વભાવ છે અને બીજુ વર્તમાન અવસ્થા છે તેમા જે ત્રિકાળસ્વભાવ છે તે તો શુદ્ધ જ છે, તેમાં કાંઈ જીતવાનું નથી, પણુ વર્તમાન અવસ્થામા દોષ છે તે દોષને જીતવાના છે કોઈ પર પદાર્થોને જીતવા નથી–જીતી જ શકાતા નથી, તેમ જ કોઈ પર પદાર્થોની મદદથી પણુ જીતવુ નથી–જીતી શકાતુ નથી, પણુ પોતાની વર્તમાન અવસ્થા પરલક્ષે થતી હોવાથી દોષવાળી છે, તે અવસ્થાને સ્વભાવ તરફ વાળીને દોષને જીતવા છે, અને તે પોતાથી થઈ શકે છે પોતાના ત્રિકાળી સ્વભાવના યથાર્થ શ્રદ્ધા–જ્ઞાનપૂર્વક સ્વસ્વરૂપમા સ્થિરતા કરીને અવસ્થાના દોષને જીતવાના છે એ રીતે જીતનાર આત્મા અને જીતવાનુ પણુ પોતામા જ છે આ રીતે બન્ને પડખાને પોતામા જાણીને [illegible] સ્વભાવની રુચિના પુરુષાર્થથી વર્તમાન પર્યાયના દોષને

જે જીતે તે જૈન છે. આ રીતે જૈનપણું કોઈ વાડામાં, સંપ્રદાયમાં, વેશમાં કે શરીરની ક્રિયામાં નથી પણ આત્મસ્વરૂપની ઓળખાણમાં જ જૈનપણું છે. હું મારા ત્રિકાળી સ્વભાવની શ્રદ્ધા-જ્ઞાન-સ્થિરતાવડે વર્તમાન ક્ષણિક અવસ્થાના દોષને જીતનાર છું એમ જે જીવ આભ્યંતર માર્ગમાં શ્રદ્ધાવાન છે તે જ વીતરાગધર્મનો ઉપદેશ આપી શકે.

હું મારા સ્વભાવથી પરિપૂર્ણ છું, મારા ગુણો પરિપૂર્ણ જ છે, ગુણ કાંઈ ઘટી ગયા નથી, અને પર્યાયમાં મારા દોષથી વિકાર છે પણ તે વિકાર મારા ગુણસ્વભાવમાં નથી. વિકાર ટાળીને નિર્મળ પર્યાય બહારથી લાવવાની નથી પણ મારા પરિપૂર્ણ ગુણો વર્તમાન છે તેમાં એકાગ્રતા કરતાં પર્યાયનો વિકાસ થઈને નિર્મળતા પ્રગટે છે. કોઈ બીજાના કારણે વિકાર થયો નથી અને કોઈ બીજાના અવલંબને તે ટળતો નથી. આમ પોતાની પરિપૂર્ણ ગુણોની પ્રતીત દ્વારા, અવસ્થાના અવગુણને જાણીને જે ટાળે છે તે જૈન છે. ચોથા ગુણસ્થાને સમ્યગ્દર્શન પ્રગટતાં વાસ્તવિક જૈનપણું શરૂ થાય છે અથવા તો સમ્યગ્દર્શનની સન્મુખ જે જીવ હોય તેને પણ જૈન કહેવાય છે; અને તેરમા ગુણસ્થાને જે જિનદશા પ્રગટે છે, તે સંપૂર્ણ જૈનપણું છે, તેમને રાગ-દ્વેષ જીતવાના બાકી રહ્યા નથી. જૈનધર્મ એ વસ્તુનું સ્વરૂપ છે; જગતના જડ-ચેતન પદાર્થોનું યથાર્થ સ્વરૂપ બતાવનાર જૈનદર્શન તે વિશ્વદર્શન છે. સંપૂર્ણ રાગ દ્વેષને જીતનાર પોતાના વીતરાગસ્વરૂપનું જેને ભાન છે પણ હજી પૂર્ણ રાગ-દ્વેષ જીત્યા નથી તે છદ્મસ્થ જૈન છે અને વીતરાગસ્વ[illegible]પૂર્વક જેણે સંપૂર્ણ રાગ-

જીત્યા છે તે પણ જૈન છે. આવા પુરુષો જ જૈનદર્શનના રહસ્યના વક્તા થઈ શકે

## લાભ નુકશાન

પ્રશ્ન—આત્માને લાભ-નુકશાનનુ કારણ કોણ છે?

ઉત્તર—લાભનુ કારણ આત્મદ્રવ્ય તરફનું વલણ અને નુકશાનનુ કારણ પરલક્ષે થતો ક્ષણિક અવસ્થામા વિકાર આત્મ દ્રવ્ય પોતે નુકશાનનુ કારણ નથી જે પર્યાય આખા દ્રવ્યને કારણપણે અગીકાર કરે છે (એટલે કે સ્વલક્ષમા એકાગ્ર થાય છે) તે પર્યાયમાં લાભ પ્રગટે છે પણ જો ક્ષણિક અવસ્થાના લક્ષમા રોકાય તો પર્યાયમા લાભ પ્રગટે નહિ કોઈ પરવસ્તુ તો આત્માને લાભ નુકશાનનુ કારણ નથી લાભ કે નુકશાન તો અવસ્થામા થાય છે, તેથી ખરેખર તો જે જે અવસ્થામા લાભ-નુકશાન થાય છે તેનુ કારણ તે અવસ્થા પોતે જ છે, અવસ્થા પોતે પોતાની યોગ્યતાથી શુદ્ધતા કે અશુદ્ધતારૂપે પરિણમે છે ત્રિકાળી સ્વભાવની શ્રદ્ધા-જ્ઞાન-સ્થિરતારૂપે પરિણમન તે લાભ છે, અને પરવસ્તુથી મને લાભ-નુકશાન થાય એવી માન્યતા તે જ મોટુ નુકશાન છે પણ પરવસ્તુ તો કાંઈ લાભ કે નુકશાન કરતી નથી

## વક્તાને લીધે શ્રોતાને, કે શ્રોતાને લીધે વક્તાને લાભ-નુકશાન થતું નથી

પ્રશ્ન—સાચા વક્તા હોય તો સાભળનારને લાભ થાય છે અને ખોટા વક્તા હોય તો સાભળનારને નુકશાન થાય છે, તો પછી કે પર પદાર્થથી લાભ નુકશાન થતુ નથી-એમ કેમ કહો છો?

ઉત્તરઃ—શ્રોતાઓને લાભ કે નુકશાન વક્તાના કારણે થતું નથી, પણ પોતાના ભાવને કારણે જ થાય છે. શ્રોતાનું જ્ઞાન શ્રોતાઓ પાસે અને વક્તાનું જ્ઞાન વક્તા પાસે; બંને સ્વતંત્ર છે. સાંભળનારા લાખો માણસો ધર્મ પામી જાય તેનો કિંચિત્ લાભ વક્તાને નથી પણ વક્તાને તો પોતે પોતાના સમ્યક્ભાવનું જે અંતરઘોલન કરે છે તેનો જ લાભ છે. તેવી જ રીતે તત્ત્વની ઊંધી પ્રરુપણા કરનારને સામા લાખો માણસો ઊંધું સમજે તેનુ કિંચિત્ નુકશાન નથી પણ તે પોતે પોતામા ઊંધી માન્યતાનું જે ઘોલન કરે છે તે ભાવ જ તેને અનંત સંસારનું કારણ થાય છે. જે સાચુ સમજે તેનો લાભ સમજનારને છે અને જે ઊંધું સમજે તેનુ નુકશાન પણ સમજનારને પોતાને છે, સાંભળનારાઓ ઊંધું સમજે કે સાચું સમજે તેનુ નુકશાન કે લાભ વક્તાને નથી. અને વક્તાના ભાવનું લાભ કે નુકશાન શ્રોતાને નથી. પણ એવો નિયમ અવશ્ય છે કે—જિજ્ઞાસુ જીવને સત્ય આત્મસ્વભાવ સમજવાની તૈયારી વખતે આત્મજ્ઞાની વક્તાઓનું જ નિમિત્ત હોય, પણ અજ્ઞાની વક્તાનું નિમિત્ત હોય નહિ.

### વક્તાનાં મૂળ લક્ષણ

સાચી શ્રદ્ધા અને સાચું જ્ઞાન એ વક્તાનાં મૂળ લક્ષણ છે. સાચી શ્રદ્ધા એ જ આત્માના સર્વ ધર્મનો પાયો છે. જેને આત્મજ્ઞાન હોય તેનું બધું જ્ઞાન સમ્યક્ છે અને જેને આત્મજ્ઞાન ન હોય તેનું બધું જ્ઞાન મિથ્યા છે. અજ્ઞાનીને સત્શાસ્ત્રનું જાણપણું, શ્રવણ–મનન તે બધું મિથ્યાજ્ઞાન છે અને જ્ઞાનીને લડાઈનું જ્ઞાન, શસ્ત્ર વગેરે સંબંધી જ્ઞાન તે બધું સમ્યગ્જ્ઞાન છે. સાચી શ્રદ્ધાવાળા સમ્યગ્જ્ઞાની વક્તા ત્યાગી ન હોય તો પણ તેમની

પ્રરૂપણા સાચી છે, પણ અજ્ઞાની જે પ્રરૂપણા કરે તે યથાર્થ હોય નહિ માટે પ્રથમ તો વક્તા જૈનશ્રદ્ધાનમા દૃઢ હોવા જોઈએ

## (૭) આત્મા તો વાણીનો કર્તા નથી તો પછી 'વક્તા જૈનશ્રદ્ધાનમા દૃઢ હોવા જોઈએ એમ કેમ કહ્યુ ?

**પ્રશ્ન**—અહીં વક્તાનુ સ્વરૂપ જણાવતા કહ્યુ કે વક્તા જૈનશ્રદ્ધાનમા દૃઢ હોવા જોઈએ પરતુ જે શબ્દો બોલાય છે તેનો કર્તા તો તે આત્મા નથી, જેવી ભાષાવર્ગણા ઉદયને આવ્યો હશે તેવા જ શબ્દો પરિણમશે તો પછી વક્તા જૈનશ્રદ્ધાનમા દૃઢ હોવા જોઇએ એમ કહેવાનુ શુ પ્રયોજન છે?

**ઉત્તર**—જ્ઞાની અને અજ્ઞાની બન્નેને વાણીના શબ્દો તો જડના કારણે જ પરિણમે છે, પણ જ્ઞાનને અને વાણીના પરિણમનને નિમિત્તનૈમિત્તિકસબધ છે જ્યા સુધી જીવને સમ્યગ્જ્ઞાન ન થયુ હોય ત્યાં સુધી તો તેને પૂર્વના ઉઘાડ અનુસાર જ્ઞાન છે અને વાણી પોતાના કારણે નીકળવા યોગ્ય હોય ત્યારે તે જ્ઞાન-અનુસાર વાણીના શબ્દો સ્વય હોય છે, એટલે જેની વાણીમા મિથ્યાજ્ઞાન નિમિત્તરૂપ હોય તે જીવ યથાર્થ વક્તા હોઈ શકે નહિ. અને જે જીવને સમ્યગ્જ્ઞાન પ્રગટ થયુ છે તેનુ બધુ જ્ઞાન વર્તમાન પુરુષાર્થથી છે, પૂર્વનો ઉઘાડ પણ તેને વર્તમાન પુરુષાર્થમા ભળી ગયો છે, અને તેના સમ્યગ્જ્ઞાન અનુસાર વાણીના શબ્દો છે જેની વાણીમા સમ્યગ્જ્ઞાન નિમિત્તરૂપ હોય તે જ યથાર્થ વક્તા હોઈ શકે જ્ઞાની અને અજ્ઞાની બન્નેની વાણીના શબ્દો તો જડના કારણે જ પરિણમે છે, પણ વાણી પરિણમે ત્યારે જ્ઞાનને અને વાણીના પરિણમનને નિમિ

ત્તનૈમિત્તિક સંબંધ છે. જે વાણીમાં સમ્યગ્જ્ઞાનનું નિમિત્ત હોય તે વાણી જ અન્ય જીવોને પ્રથમ સમ્યગ્જ્ઞાન પ્રગટ કરવામાં નિમિત્તરૂપ થઈ શકે. પણ જે વાણીમાં મિથ્યાજ્ઞાનનું નિમિત્ત હોય તે વાણી અન્ય જીવોને પ્રથમ સમ્યગ્જ્ઞાન પ્રગટ કરવાનું નિમિત્ત થાય નહિ.

## (૮) પૂર્વનો ઉઘાડ અને વર્તમાન પુરુષાર્થ-એ સંબંધી સ્પષ્ટીકરણ

**પ્રશ્ન.**—શાસ્ત્રના શબ્દોનું જે જ્ઞાન થાય છે તેનું કારણ તો પૂર્વનાં પુણ્ય છેને? અર્થાત્ જ્ઞાનનો ઉઘાડ અને શાસ્ત્રનો સંયોગ પૂર્વના પુણ્ય અનુસાર છે ને?

**ઉત્તરઃ**—એ પ્રશ્ન ઊંધો છે. પૂર્વનાં કર્મ જોવાનાં છે કે વર્તમાન જ્ઞાનનો પુરુષાર્થ જોવાનો છે? શાસ્ત્રના શબ્દોનો સંયોગ જોવાનો નથી પણ જ્ઞાનમાં વર્તમાન કેવો પુરુષાર્થ છે તે જોવાનું છે. દ્રવ્યાનુયોગનો વિષય સ્વ છે:

સાચી દૃષ્ટિ વગર એકલા પર લક્ષે જ્ઞાનનો જે ઉઘાડ છે તે પૂર્વનો ઉઘાડ છે, અથવા તો વર્તમાન મંદકષાયથી નવો ઉઘાડ થયો હોય તો તે પણ પરલક્ષી હોય છે, અને જ્યાં દૃષ્ટિ ફરી અને સ્વાશ્રયે સમ્યગ્જ્ઞાન પ્રગટ્યું ત્યાં બધું જ્ઞાન વર્તમાન પુરુષાર્થથી થયું છે. પહેલાંનો ઉઘાડ હતો તે બધો નવા પુરુષાર્થમાં ભળીને સમ્યક્જ્ઞાનરૂપે થઈ ગયો છે. જ્યાં સ્વભાવદૃષ્ટિ થઈ ત્યાં પર ઉપર, નિમિત્ત ઉપર કે પુણ્ય ઉપરની દૃષ્ટિ ટળી ગઈ. અને સ્વભાવ તરફ દૃષ્ટિ થતાં પુરુષાર્થનું વલણ ફર્યું, તેથી વર્તમાન અપૂર્વ સમ્યગ્જ્ઞાન પ્રગટ્યું. ત્યાં વાણીનો યોગ

પણ સમ્યક્ હોય જ, એવો નિમિત્તનૈમિત્તિક મેળ છે. કોઈ સમ્યગ્જ્ઞાનીને વાણીનો યોગ ન હોય એમ બને, પરંતુ જો તેમને વાણીનો યોગ હોય તો તે સમ્યક્વાણી જ હોય.

## સ્વભાવ તરફ ઢળવાનું જ્ઞાનનું પ્રયોજન છે

શાસ્ત્રનો સંયોગ કે વાણીના શબ્દ વગેરે પર સામે જોવાનું પ્રયોજન નથી, પોતાની અવસ્થાને પણ જોવાનું પ્રયોજન નથી. પણ અવસ્થા ત્રિકાળી સ્વભાવ તરફ ઢળે અને દ્રવ્ય–પર્યાય એકાકાર થાય એ જ પ્રયોજન છે. આ પ્રયોજન સમજ્યા વગર જીવનો પુરુષાર્થ યથાર્થ નથી, જેણે સ્વભાવની દૃષ્ટિ કરી છે તે પર નિમિત્તોને તો માત્ર જ્ઞેય તરીકે જ જાણે છે, અને પૂર્ણ-સ્વભાવની દૃષ્ટિએ તેનો પુરુષાર્થ છે, એટલે તેને પૂર્ણ સ્વભાવની દૃષ્ટિ, વર્તમાન અવસ્થાનો ઉઘાડ અને નિમિત્તોનું જ્ઞાન—એ ત્રણે યથાર્થ થયા.

શબ્દોનું કે પૂર્વના ઉઘાડનું અહીં પ્રયોજન નથી, સમજનારનું લક્ષ તેના ઉપર ન હોય પણ સ્વભાવ ઉપર હોય. સમજનાર પોતાના વર્તમાન પુરુષાર્થને જુએ અને વાતોડીઆનું લક્ષ પર ઉપર હોય, તથા તે નિમિત્તના સંયોગને જુએ વર્તમાનમાં પુરુષાર્થ કઈ તરફ કાર્ય કરે છે તે જોવાનું છે.

વાણી કેવી નીકળે છે તેનું કામ નથી, અરે આત્મામાંથી જે અવસ્થા પ્રગટે છે તે કેવી પ્રગટે છે તેના લક્ષનું પણ કામ નથી, પરંતુ અવસ્થાના પિંડરૂપ વસ્તુ કેવા સ્વભાવવાળી છે તેનું જ લક્ષ કરવાનું પ્રયોજન છે તે વસ્તુ સ્વભાવને જોનારાની અલ્પકાળમાં જ મુક્તિ છે, તે વસ્તુને મુક્તસ્વરૂપ જ જાણે છે.

શાસ્ત્રો એમ જણાવે છે કે આત્મા અને પરમાણુઓ જુદા
એ જાણવાનો હેતુ પરમાણુઓની કઈ અવસ્થા થાય છે એ
વાનો નથી, પણ પોતાનુ આત્મતત્ત્વ પરથી છૂટું કેવા સ્વરૂપે
તે સમજીને સ્વભાવ તરફ લક્ષ કરવાનુ પ્રયોજન છે. આત્મ-
ભાવની દૃષ્ટિ એ જ મુક્તિનું કારણ છે.

સંસારસંબંધી કાર્યમાં જેટલો જ્ઞાનનો ઉઘાડ છે તે બધો
નો ઉઘાડ છે, અને વર્તમાન રાગથી તે ઉપયોગરૂપ થતો
ાય છે. અશુભભાવ કરતો હોવા છતાં તે વખતે લૌકિક ઉઘાડ
દેખાય છે ત્યાં પૂર્વનો જે ઉઘાડ છે તે વ્યક્ત દેખાય છે,
વર્તમાન અશુભભાવના કારણે તે ઉઘાડ થયો નથી. અને
ગુરુ-શાસ્ત્ર વગેરે પર લક્ષે કષાયની મંદતાથી જ્ઞાનનો ઉઘાડ
માનમા નવો પણ થાય છે, પરંતુ તેના વડે જો સ્વભાવ
ઢળવાનું પ્રયોજન ન સાધે તો અજ્ઞાનીના તે પુરુષાર્થને
ાર્થે પુરુષાર્થ ગણવામાં આવતો નથી, અને જે જીવે પોતાના
માન પુરુષાર્થવડે પૂર્વના ઉઘાડને સ્વભાવમાં વાળ્યો છે તે
ને વર્તમાન પુરુષાર્થ જ છે. તેને પૂર્વનો ઉઘાડ વર્તમાન
ાર્થમાં ભળી ગયો. સ્વભાવ તરફનો ઉઘાડ થતાં વર્તમાન
દૃષ્ટિ થઇ અને તેથી પૂર્વનું બધું જ્ઞાન વર્તમાન પુરુષાર્થને
સમ્યગ્જ્ઞાનમાં ભળી ગયું. જ્યાં અશુભ રાગનો આશ્રય
ા પૂર્વનો ઉઘાડ કાર્ય કરે છે કેમકે અશુભ રાગના આશ્રયથી
ો ઉઘાડ કેમ થાય ? અશુભ રાગના ફળમાં પરપક્ષી
ો ઉઘાડ પણ હોય નહિ, તેથી સંસાર તરફની જેટલી
છે તે વર્તમાન ભાવનુ ફળ નથી. આત્માના ધર્મને
પૂર્વનો પરલક્ષી ઉઘાડ કામ ન આવે, તેમાં તો વર્તમાન

અપૂર્વ પુરુષાર્થ જોઈએ. પોતાના સ્વભાવ તરફ ઢળીને આત્મદૃષ્ટિ કરી તેમાં વર્તમાનનો જ પુરુષાર્થ છે. આત્મા તરફ જોતાં ત્રિકાળી સ્વભાવનો આશ્રય કરીને વર્તમાન ઉઘાડ થાય છે; સમ્યગ્દૃષ્ટિને બધો ઉઘાડ વર્તમાન પુરુષાર્થથી છે, તેને જે પૂર્વનો ઉઘાડ હોય તે, સ્વભાવ તરફ ઢળતાં વર્તમાન પુરુષાર્થમાં ભળી જાય છે.

શુભભાવથી તો વર્તમાન પર તરફનો નવો ઉઘાડ થાય છે. પરંતુ કોઈ જીવને વર્તમાનમાં અશુભભાવ વર્તતા હોવા છતાં જ્ઞાનનો ઉઘાડ વધારે થતો જોવામાં આવે છે. ત્યાં અશુભભાવને કારણે તે ઉઘાડ થયો નથી, પરંતુ ઊલટો તે અશુભભાવને કારણે, પૂર્વનો જે ઘણો ઉઘાડ હતો તે પણ ઘટી ગયો છે.

પુરુષાર્થ અને પ્રકૃતિ વચ્ચે મોટો ભેદ છે. અજ્ઞાનીઓ પ્રકૃતિને જુએ છે, જ્ઞાનીઓ પુરુષાર્થને જુએ છે, આત્માની ઓળખાણ વર્તમાન પુરુષાર્થથી જ છે. અને આત્માની ઓળખાણ વગરનો જ્ઞાનનો પરને જાણવાનો ઉઘાડ તે ખરેખર પ્રકૃતિનું કાર્ય છે. જ્ઞાનના ઉઘાડ સાથે ધર્મનો સંબંધ નથી પણ વર્તમાનમાં જ્ઞાનનું વલણ કઈ તરફ છે તેની સાથે ધર્મનો સંબંધ છે.

વર્તમાન મંદકષાયના પુરુષાર્થથી પણ જ્ઞાનનો નવો ઉઘાડ થાય છે. નિગોદથી નીકળીને મનુષ્ય થયેલો જીવ અગીઆર અંગનું જ્ઞાન કરે છે, તે જીવને અગીઆર અંગનો ઉઘાડ પૂર્વનો નથી પરંતુ વર્તમાનમાં કષાયની મંદતા કરીને નવો ઉઘાડ કરે છે. આ રીતે વર્તમાન પુરુષાર્થથી ઉઘાડ થઈ શકે છે; છતાં મિથ્યાદૃષ્ટિ જીવનો જ્ઞાનનો ઉઘાડ આત્માનું કાંઈ પ્રયોજનભૂત કરી શકતો નહિ હોવાથી પરમાર્થમાં તેના પુરુષાર્થને

ખર પુરુષાર્થ ગણવામાં આવ્યો નથી, તેના જ્ઞાનમા આરા-
માવ નથી જો કે તેણે વર્તમાનમા મ દકષાયના પુરુષાર્થથી
રૂથી જ્ઞાનનો ઉઘાડ કર્યો છે પર તુ આરાધકભાવના અભા
તેનો પુરુષાર્થ આત્મા સાથે અભેદપણું ધરાવતો નથી
તેના પુરુષાર્થને પરમાર્થે પુરુષાર્થ ગણવામા આવ્યો નથી.
ર્તમાન અપૂર્વ પુરુષાર્થ કરીને જ્ઞાનને સ્વ તરફ વાળીને
મામા અભેદ કરે તો તેને આરાધકભાવ થાય. આરાધકભાવ
ાનો જ્ઞાનીનો પુરુષાર્થ આત્મા સાથે અભેદપણુ ધરાવે
થી તેને જે જે જ્ઞાનનો ઉઘાડ છે તે બધો વર્તમાન પુરુ
ા ભળી જાય છે આરાધકભાવ સહિતનો જે જ્ઞાનનો અ શ
ું આત્મા સાથે અભેદપણુ હોવાથી તે વધીને પૂર્ણ થઈ
, અને આરાધકભાવ વગરનું જે જ્ઞાન છે તેનુ અભેદપણુ
ા સાથે નહિ હોવાથી વિરાધકપણાને લીધે તે અત્યંત
ઈ જશે. વર્તમાન અપૂર્વ પુરુષાર્થ કરીને જ્ઞાનને સ્વ-
ા કરવું તે જ પ્રયોજન છે.



## નિરપેક્ષ પરિણતિ

કાળી સ્વભાવ તરફનુ જોર વર્તમાન પર્યાયના વિકારને
લમ કરી નાખે છે. સ્વભાવ લક્ષે પર્યાયનુ પરિણમન
સ્વભાવ તરફ ઢળ્યુ તે ઢળ્યુ હવે સ્વભાવ સાથે એકા
લી તે પર્યાયને ફેરવવા લાખો સ યોગ નિમિત્તપણે પણ
નથી સ્વભાવ તરફ જે પર્યાય ઢળી તેને પર પદાર્થો
સબ ધ છે? સ્વભાવની પરિણતિને કોઈ સ યોગની
નથી, તે બધાથી નિરપેક્ષ છે

## (૧૦) સમ્યગ્દૃષ્ટિ જીવને જ્ઞાનની પ્રવૃત્તિ કેવી હોય?

સમ્યગ્દર્શન થયા પછી, પર્યાયનું જોર દ્રવ્ય ઉપર ટકાવી રાખીને જ્ઞાન સ્વ-પરને જેમ છે તેમ જાણે છે. સ્વ સાથે પરનું જ્ઞાન કરવું તે જ્ઞાનનો યથાર્થ વ્યવસાય છે.

સ્વભાવમાં ઢળેલું જ્ઞાન પરને જાણે તે વખતે પણ સ્વભાવ સાથે અભેદપણું રાખીને જાણે છે, તેથી તે સમ્યગ્જ્ઞાન છે; તે જ્ઞાન પરને જાણતી વખતે પણ સ્વભાવની એકતા ચૂકીને જાણતું નથી; અને અજ્ઞાની જીવ સ્વભાવની એકતા ચૂકીને એકલા પરને જાણે છે તેથી તે પરમાં એકતા માને છે, તે મિથ્યાજ્ઞાની છે. જ્ઞાની સ્વભાવના નિર્ણયથી પરનું જ્ઞાન કરે છે ત્યાં જોર તો વર્તમાન પુરુષાર્થથી દ્રવ્ય ઉપર છે એટલે તેને પૂર્વનું જોવાનું રહ્યું નથી. વર્તમાનમાં પર ઉપર જોવાનું નથી પણ જ્ઞાનને સ્વસન્મુખ કરીને દ્રવ્ય ઉપર જ દૃષ્ટિનું જોર વર્તે-એ જ પ્રયોજન છે.

સં. ૨૪૭૧ કારતક સુદ ૪

## (૧૧) સુખનું વાસ્તવિક કારણ

કોઈ જીવને એક કાર્ય કરવાનો શુભભાવ થયો (૧), અને તેના ભાવ અનુસાર બહારનું કાર્ય થયું (૨), તથા જીવને સંતોષ ભાવ થયો (૩). આમાં શુભભાવ, બહારનું કાર્ય અને સંતોષ-ભાવ-એ ત્રણે સ્વતંત્ર છે. શુભભાવ થયો તેના કારણે બહારનું કાર્ય થયું નથી, બહારનું કાર્ય થયું તેના કારણે સંતોષ થયો નથી, તેમજ જે શુભરાગ થયો તેને લીધે પણ સંતોષ થયો નથી. પહેલાં કાર્ય કરવાની આકુળતારૂપ જે ભાવ હતો તે ભાવ ટળી જવાથી પોતાને સંતોષ થયો માને છે બહારનું કાર્ય તે તો પરદ્રવ્યના કારણે સ્વયં થયું છે. એટલે ખરેખર

બહારનાં કોઈ કાર્ય જીવને સંતોષનું કારણ નથી. જીવને પોતાના સ્વભાવની દૃષ્ટિ નહિ હોવાથી, એક આકુળતા ભાવથી ખસીને તરત જ બીજો શુભ કે અશુભ ભાવ કરીને આકુળતાનું જ તે વેદન કર્યા કરે છે; તેથી સાચો અનાકુળ સંતોષ તેના અનુભવમાં આવતો નથી. શુભ અને અશુભ બંને ભાવો આકુળતારૂપ હોવાથી દુઃખનું કારણ છે, અને તે શુભાશુભભાવો ખસી જતાં તેનાથી રહિત જે સ્વભાવ છે તે જ અનાકુળતા સ્વરૂપ હોવાથી તેના લક્ષે અનાકુળ સંતોષનું વેદન થાય છે. જેને પોતાના અનાકુળ સ્વભાવનું લક્ષ નથી તે જીવ એક આકુળતાભાવને બદલીને તત્ક્ષણ પર લક્ષે નવો આકુળતાભાવ કરે છે અને દુઃખને જ અનુભવે છે, કયારેક મંદ આકુળતા થાય ત્યારે તેમાં તે સુખ કલ્પે છે, પણ ખરેખર તે દુઃખ જ છે. પોતાના સ્વભાવના લક્ષે જો શુભાશુભભાવના લક્ષથી (-શ્રદ્ધાથી) ખસી જાય તો તેને સ્વભાવની પ્રતીત અને સમ્યગ્જ્ઞાન થાય તથા સ્વભાવના અનાકુળ સુખનું અંશે વેદન થાય; ત્યારે તે અનાકુળતા અને આકુળતા વચ્ચેના ભેદને જાણે અને મંદ આકુળતામાં (શુભભાવમાં) પણ તે સુખ ન માને.

શરૂઆતમાં જે ત્રણ પ્રકાર જણાવ્યા છે તેમાં (૧) જે શુભભાવ છે તે વિકાર છે અને તેનું વેદન દુઃખરૂપ છે, (૨) જે બહારનું કાર્ય છે તેની સાથે જીવનો સંબંધ નથી, અને તેનું વેદન પણ જીવને નથી. (૩) જે સંતોષભાવ છે તે જો પરલક્ષે હોય તો મંદઆકુળતા છે અને ખરેખર તે દુઃખ છે અને જો આત્મસ્વભાવના લક્ષે સંતોષભાવ હોય તો તે અનાકુળભાવ છે અને તે જ સાચું સુખ છે. માટે આત્મ સ્વભાવની

ઓળખાણુ તે જ સુખનો ઉપાય છે

સ ૨૪૭૧ કારતક વદ ૬

## (૧૨) જ્ઞાનીઓ પૂર્ણસ્વભાવ બતાવે છે

હે આત્મા! તુ તારા સ્વભાવથી પરિપૂર્ણ છો જે વસ્તુ હોય તે પોતાના સ્વભાવથી સ્વાધીન અને પરિપૂર્ણ જ હોય, પણ પરાધીન કે અપૂર્ણ ન હોય પરંતુ પોતે પોતાના સપૂર્ણ સ્વાધીન સ્વભાવને ભૂલીને 'મારા સુખને માટે મારે પર પદાર્થોની જરૂર પડે' એવી મિથ્યા કલ્પના કરીને અવસ્થામા પરાધીન થયો છે અને એ પરાધીનતા તે જ દુ ખ છે હુ આત્મા છુ, પર પદાર્થોથી હુ ભિન્ન છુ, પર પદાર્થોની મારામા નાસ્તિ છે, મારુ સુખ પરને આધીન નથી, હુ સ્વાધીન, પૂર્ણ, નિર્વિકાર છુ–એવી સ્વભાવની શ્રદ્ધા કરતા સ્વાધીન નિર્મળદશા પ્રગટે છે–તે જ સુખ છે

વસ્તુના દ્રવ્ય–ગુણ–પર્યાય ત્રણે સ્વાધીન છે, તેમા દ્રવ્ય–ગુણ તો સદાય એકરૂપ પરિપૂર્ણ છે અને પર્યાયમા જે અપૂર્ણતા છે તે પોતે જ કરી છે, કોઇ બીજાએ કરાવી નથી આમ જો દ્રવ્ય–ગુણ–પર્યાયનુ સ્વાધીન સ્વરૂપ યથાર્થ જાણે તો પોતાના પરિપૂર્ણ સ્વાધીન સ્વભાવની એકાગ્રતા વડે પર્યાયની અપૂર્ણતા ટાળીને પૂર્ણદશા પ્રગટ કરે પર્યાયમા વિકાર હોવા છતા વિકારરહિત પૂર્ણ સ્વભાવનો વિશ્વાસ અને મહિમા લાવીને તેની શ્રદ્ધા–જ્ઞાન કરે, તો પૂર્ણસ્વભાવના અવલબને પર્યાયની પૂર્ણતા પ્રગટ કરે–એનુ જ નામ મોક્ષ પરંતુ જે પોતાના પૂર્ણસ્વભાવનો વિશ્વાસ અને મહિમા ન કરે અને વિકાર તથા પરના

મહિમામાં જ અટકી જાય તે કદી વિકાર ટાળીને પૂર્ણ થવાનો પુરુષાર્થ પ્રગટ કરી શકે નહિ.

પર્યાયમાં પરિપૂર્ણ જ્ઞાનશકિતનો અવિશ્વાસ તે સંસાર, પર્યાયમાં પરિપૂર્ણ જ્ઞાનશકિતની શ્રદ્ધા તે સાધકદશા અર્થાત્ મોક્ષમાર્ગ, અને પર્યાયમાં પરિપૂર્ણજ્ઞાનશકિતનું પ્રગટપણું તે મોક્ષ.

પોતાની સ્વભાવ શકિતને ભૂલીને જીવ અનાદિ કાળથી સંસારમાં રખડે છે. એક સેકંડ માત્ર પણ જો પોતાના સ્વભાવને ઓળખે તો અલ્પકાળમાં સંસારનો અંત આવ્યા વગર રહે નહિ. માટે હે જીવ ! તારી અવસ્થામાં વિકાર અને અપૂર્ણતા હોવા છતાં તારો સ્વભાવ તો અત્યારે પણ વિકાર રહિત પરિપૂર્ણ છે, એને તું માન અને ઓળખ પર્યાયદૃષ્ટિથી પોતાના આત્માને વિકારી અનાદિકાળથી માની રહ્યો છો, તેથી વિકારભાવોનું જ વેદન કરીને સસારમાં દુઃખી થઈ રહ્યો છો, પણ હવે તે પર્યાયદૃષ્ટિ છોડીને એકવાર સ્વભાવદૃષ્ટિથી જો, તો તને તારા પૂર્ણ વિકાર રહિત સ્વભાવનો અનુભવ થાય અને તારા સંસાર-દુઃખનો અત આવે.

ભગવાનશ્રી કુંદકુંદાચાર્યદેવ સમયપ્રાભૃતમાં આત્મસ્વરૂપની પૂર્ણતા દર્શાવીને અનાદિની પર્યાયદૃષ્ટિ છોડાવે છે. ૭૭ મી ગાથામાં કહ્યુ છે કે—

"હું એક શુદ્ધ મમત્વહીન હું જ્ઞાન દર્શનપૂર્ણ છું,
એમાં રહી સ્થિત લીન એમાં શીઘ્ર આ સૌ ક્ષય કરું."

આત્માનો સ્વભાવ જ્ઞાન-દર્શનથી પૂર્ણ શુદ્ધ છે; પોતાના સ્વભાવને ભૂલીને પર્યાયમાં વિકાર કરે તો તે વખતે પણ સ્વ-

ભાવમાથી કંઈ ઘટી જતુ નથી, અને સ્વભાવનુ ભાન કરીને શુદ્ધપર્યાય પ્રગટ કરે તો તે વખતે પણ સ્વભાવમા કાંઈ વધી જતુ નથી સ્વભાવ તો સદાય પરિપૂર્ણ એવો ને એવો છે. માટે પર્યાયમા વિકાર હોય તેનુ લક્ષ છોડીને પૂરા સ્વભાવને પ્રતીતમા લેવો તે જ પૂર્ણતા પ્રગટવાનુ કારણ છે

પ્રશ્ન —વર્તમાન પર્યાયમા અપૂર્ણતા અને વિકાર તો દેખાય છે તેથી તેને માની શકાય, પણ પૂરો સ્વભાવ તો વર્તમાન દેખાતો નથી તો તેને કેમ માનવો ?

ઉત્તર —જે વસ્તુ હોય તે પોતાના સ્વભાવથી અપૂર્ણ કે વિકારી હોઈ ન શકે વસ્તુ સતરૂપ છે કે અસતરૂપ ? વસ્તુ સતરૂપ છે અને સત પોતાથી પરિપૂર્ણ છે વસ્તુ અનુભવમા આવવાયોગ્ય સ્વભાવવાળી છે માટે જરૂર તેનો અનુભવ થઈ શકે છે

અનાદિથી પર્યાયદૃષ્ટિથી જોયુ છે તેથી વિકારરૂપ જ ભાસે છે, પર્યાયદૃષ્ટિવડે પૂરો સ્વભાવ દેખાતો નથી જો પર્યાયદૃષ્ટિ છોડીને સ્વભાવદૃષ્ટિથી (દ્રવ્યદૃષ્ટિથી) જુએ તો પોતાનો સ્વભાવ તો દરેક સમયે પૂરો જ છે–એમ દેખાય છે, તે સ્વભાવમા વિકારનો પ્રવેશ નથી

હે ભાઈ ! તુ અતરથી વિચાર કર કે પર્યાયમા જે જ્ઞાનાદિનો અશ છે તે કયાથી આવે છે ? કોઈ પણ સમયે તારી પર્યાય કાંઈ જડરૂપ થઈ જતી નથી, અશે પણ જ્ઞાન તો પ્રગટ રહે છે, તો તે જ્ઞાન કયાથી આવ્યુ ? જે અશ છે તે પૂરા વગર હોય નહિ જે અશ-જ્ઞાન પ્રગટ છે તે તારા પૂરા જ્ઞાન

સ્વભાવનું જ પરિણમન છે. વળી પહેલા સમયે જ્ઞાન ઓછું હોય છે અને બીજા સમયે વધારે થાય છે તો તે વધારે જ્ઞાન ક્યાંથી આવ્યું ? પહેલી પર્યાયમાં તો ન હતું; માટે પહેલી અને બીજી એમ સર્વ અવસ્થાઓમાં વિદ્યમાન રહેનાર એવો તારો જ્ઞાનસ્વભાવ પરિપૂર્ણ છે અને તેનું જ પરિણમન થઈને પર્યાયમાં જ્ઞાન પ્રગટે છે. તેથી તારી અધૂરી જ્ઞાનપર્યાયને ગૌણ કરીને તારા લક્ષને સ્વભાવ તરફ લંબાવ તો પૂરો સ્વભાવ છે તે અનુભવમાં અને પ્રતીતમાં આવે. વળી જેમ જેમ સમ્યક્‌જ્ઞાન વધતું જાય છે તેમ તેમ રાગ પણ વધતો જતો જોવામાં આવતો નથી, પણ જેમ જેમ સમ્યક્‌જ્ઞાન વધે છે તેમ તેમ રાગ ઘટતો જોવામાં આવે છે, કેમ કે જ્ઞાનનો સ્વભાવ રાગના અભાવરૂપ છે. અવસ્થામાં રાગાદિ વિકારભાવ હોવા છતાં તે આત્માનો સ્વભાવ નથી. માટે પર્યાયરૂપ અંશનું અને વિકારનું લક્ષ છોડીને અભેદ વિકાર રહિત સ્વભાવની પ્રતીતિ કર. પરને અને વિકારને તો અનાદિથી તું જાણે છે પણ હવે બધાને જાણનાર એવા તારા જ્ઞાનસ્વભાવને જાણ.

જેમ—સ્ફટિકમણીમાં વર્તમાન પર સંયોગથી રંગની ઝાંઈ દેખાય છતાં પણ તે જ વખતે સ્ફટિકનો સ્વભાવ નિર્મળ છે—એમ જ્ઞાનવડે જાણી શકાય છે; લૂગડું વર્તમાન મલિન હોવા છતાં તે જ વખતે તેનો સ્વભાવ મેલ રહિત છે-એમ જાણી શકાય છે; તેમ—આત્મામાં વર્તમાન જે મલિનતા છે તે તેનો મૂળ સ્વભાવ નથી પણ તે જ વખતે આત્માનો સ્વભાવ તો નિર્મળ જ છે—એવી શ્રદ્ધા અને જ્ઞાન તો વિકાર હોવા છતાં પણ થઈ શકે છે.

પ્રશ્નઃ—જેઓ સંપૂર્ણ વિકાર રહિત થઈ ગયા તેઓ તો પોતાના આત્માનો વિકાર રહિત સ્વભાવ જાણી શકે અને માની શકે, પરંતુ જેમની પર્યાયમાં વિકાર વર્તી રહ્યો છે તેઓ પોતાના આત્માનો સ્વભાવ વિકારરહિત કેવી રીતે જાણી શકે અને માની શકે?

ઉત્તરઃ—વિકાર રહિત થયા તેઓએ પણ પહેલેથી જ વિકાર-રહિત સ્વભાવની શ્રદ્ધા તથા જ્ઞાન કર્યું હતું. પહેલેથી જ જો વિકાર રહિત સ્વભાવ ન માને તો વિકાર ટળે જ નહિ. અવસ્થામાં વિકાર વિદ્યમાન હોવા છતાં પૂર્ણ નિર્વિકાર સ્વભાવની શ્રદ્ધા-જ્ઞાન થઈ શકે છે. આત્મામાં શ્રદ્ધા-જ્ઞાન-ચારિત્ર એ ત્રણ મુખ્ય ગુણો છે, તેમાંથી શ્રદ્ધા અને ચારિત્ર ગુણ વિકારરૂપે પરિણમે છે, પણ જ્ઞાન ગુણ તો કદી વિકારરૂપે થતો નથી, તેમા માત્ર હીનતા થાય છે. નીચલી દશામા અધુરુ જ્ઞાન હોવા છતાં તે સ્વ-પરને જાણી શકે છે. જે રાગાદિ વિકાર થાય છે તે ચારિત્રનો વિકાર ભાવ છે, પણ જ્ઞાન કાંઈ રાગપણે વર્તતુ નથી. જ્ઞાન તો જ્ઞાનપણે વર્તતું થકુ ત્રિકાળી શુદ્ધ સ્વભાવ અને વિકાર બંનેને જાણે છે. સ્વભાવ અને વિકાર બંનેનુ જ્ઞાન થવા છતાં અજ્ઞાની જીવ પર્યાયદૃષ્ટિથી વિકારનો સ્વીકાર કરીને શુદ્ધ-સ્વભાવનો નકાર કરે છે,—તેની પ્રતીત કરતો નથી એટલે કે તે પર્યાયમૂઢ વર્તે છે, તેથી, વિકાર વખતે પણ પોતાનો અવિકારી સ્વભાવ છે તેને અનુભવમા આવતો નથી. પણ, ત્રિકાળી શુદ્ધ સ્વભાવ અને પર્યાયનો વિકાર-એ બંનેને જ્ઞાનમા જાણીને જીવ જ્યારે ત્રિકાળી સ્વભાવની મુખ્યતા કરે છે અને પર્યાયના વિકારને ગૌણ કરે છે ત્યારે તેનુ જ્ઞાન સ્વભાવ સન્મુખ થાય છે,



અને તેને, પર્યાયમાં વિકાર હોવા છતાં, અવિકારી સ્વભાવનો અનુભવ થાય છે, તથા તે જ વખતે, પૂર્વે અનાદિ કાળથી પર્યાય દૃષ્ટિ વડે આત્માને માત્ર વિકાર પર્યાય જેટલો જ શ્રદ્ધતો હતો, તે શ્રદ્ધાનો અભાવ થઈને હવે પરિપૂર્ણ શુદ્ધ સ્વભાવની શ્રદ્ધા થઈ-એટલે કે સમ્યગ્દર્શન થયું. સમ્યક્જ્ઞાનમા સ્વભાવની મુખ્યતા અને વિકારની ગૌણતા છે, તથા સમ્યક્શ્રદ્ધામા સ્વભાવનો સ્વીકાર છે અને વિકારનો અસ્વીકાર છે. આ રીતે શ્રદ્ધા અને જ્ઞાનના સ્વસન્મુખ પુરુષાર્થ વડે, પર્યાયના વિકારનું લક્ષ છોડીને પૂર્ણ સ્વભાવની શ્રદ્ધા-જ્ઞાન અને અનુભવ ગમે ત્યારે થઈ શકે છે

હે ભવ્ય! તારો પરિપૂર્ણ સ્વભાવ સદાય મૌજુદ છે, તેમાં કદી અપૂર્ણતા કે વિકાર નથી. અનાદિથી પર્યાયમા વિકાર હોવા છતા તારો સ્વભાવ એવો ને એવો જ સ્થિત છે, માટે તું તારા સ્વભાવને જાણ, તેની પ્રતીત કર અને તેમા જ એકાગ્રતા વડે સ્થિત થા, એ જ સુખી થવાનો ઉપાય છે. એ સુખ પોતાને તે જ ક્ષણે અનુભવમાં આવે છે.

## (૧૪) કેવળજ્ઞાનનો અંશ

સંસાર-અવસ્થામાં જીવને જ્ઞાન-દર્શનના ઘણા અંશોનો તો અભાવ હોય છે તથા થોડા અંશોનો સદ્ભાવ હોય છે. સમ્યગ્દૃષ્ટિને જે મતિ-શ્રુતજ્ઞાન પ્રગટ છે તે તો કેવળજ્ઞાનના અંશો છે જ, પરંતુ મિથ્યાદૃષ્ટિને જે મતિ-શ્રુતજ્ઞાન પ્રગટ છે તે પણ કેવળજ્ઞાનના જ અંશો છે, કેમ કે જે ઉઘાડરૂપ જ્ઞાન છે તે તો જ્ઞાનની જ જાત છે તેથી તે જ્ઞાનના જ અંશો છે. જ્ઞાની તેમ જ અજ્ઞાની [illegible]

જ્ઞાનના જ અંશો હોવા છતા, અજ્ઞાની જીવ તે જ્ઞાનને સ્વભાવ સન્મુખ કરીને સ્વભાવની પ્રતીત કરતો નથી તેથી તેનુ જ્ઞાન અજ્ઞાનરૂપ છે અને જ્ઞાની તે જ્ઞાનને સ્વભાવસન્મુખ કરીને સ્વભાવની પ્રતીત કરે છે તેથી તેનુ જ્ઞાન સમ્યગ્જ્ઞાન છે

(૧૫)

## જ્ઞાનની સ્વાધીનતા

જેમ કેવળજ્ઞાન પોતાના સામાન્ય જ્ઞાનસ્વભાવને અવલબીને પરિણમે છે અને લોકાલોકને જાણે છે, સામે લોકાલોક ઉપસ્થિત છે પણ તેને અવલબીને કેવળજ્ઞાન જાણતુ નથી, તેમ દરેક જીવ પોતાના જ્ઞાનસ્વભાવને અવલબીને જ જાણે છે, પણ પર પદાર્થોને અવલબીને કોઈ જીવ જાણતો નથી 'આત્મા જ્ઞાયક છે એમ કોઈ બોલ્યુ અને આત્માને તેનુ જ્ઞાન થયુ, ત્યા 'આત્મા જ્ઞાયક છે' એવા શબ્દો સાભળીને જ્ઞાન થયુ નથી પણ સામાન્ય જ્ઞાન પોતે વિશેષ જ્ઞાનરૂપે પરિણમીને તે જ્ઞાનવડે તે જાણ્યુ છે. 'આત્મા જ્ઞાયક છે' એમ બોલતા અસખ્ય સમય લાગે છે હવે સામો માણસ તે પૂરુ બોલી રહ્યો નથી તે પહેલા તો તે સબધી જ્ઞાનનુ પરિણમન (વ્યજનાવગ્રહ) શરૂ થઈ ગયેલ છે અહીં જે સમયે સામાન્ય જ્ઞાન વિશેષરૂપે પરિણમ્યુ અને 'આત્મા જ્ઞાયક છે' એવુ જ્ઞાન થવાની શરૂઆત થઈ તે જ સમયે સામે તેવા શબ્દોના પરિણમનની શરૂઆત થઈ છે, એ રીતે જ્ઞાન અને જ્ઞેય એ બનેનુ પરિણમન એક સાથે હોવા છતા જ્ઞેયને અવલબીને જ્ઞાન થતુ નથી અને જ્ઞાનના કારણે જ્ઞેયો પરિણમતા નથી જેમ કેવળજ્ઞાન સર્વ પદાર્થોથી નિરપેક્ષપણે પરિણમે છે તેમ જ્ઞાનની દરેક પર્યાયો પણ પરથી નિરપેક્ષપણે જ પરિણમે છે.

આમ જો નિરપેક્ષ જ્ઞાનની પ્રતીત કરે તો પોતાના સામાન્ય સ્વભાવ તરફ વલણ થાય અને તેના અવલંબને સમ્યગ્જ્ઞાન પ્રગટે.

સામાના શબ્દો સાંભળ્યા તેથી જ્ઞાન શરૂ થયું એમ નથી; પણ સામો શું કહેવા માગે છે તે લક્ષમાં આવ્યા પહેલાં તેનો આશય સમજવાના જ્ઞાનની શરૂઆત થઈ ગઈ છે. તેથી શબ્દોના અવલંબને જ્ઞાનનું કાર્ય થતું નથી પણ સામાન્ય જ્ઞાનના પરિણમનથી જ્ઞાનનું કાર્ય થાય છે.

જેમ શબ્દોના અવલંબને જ્ઞાન થતું નથી તેમ રાગના અવલંબને પણ જ્ઞાન થતુ નથી. રાગ પણ જ્ઞાનનું જ્ઞેય છે. જે સમયે રાગ થયો તે જ સમયે રાગને જાણનાર જ્ઞાન પણ પોતાથી શરૂ થયુ છે. એટલે જ્ઞાનનો સ્વભાવ રાગથી ભિન્ન છે. પરંતુ અજ્ઞાની જીવ જ્ઞાન અને રાગને એકમેકપણે અનુભવે છે. જો રાગ અને જ્ઞાનના ભિન્નપણાની પ્રતીત કરીને તેને જુદા અનુભવે તો ભેદજ્ઞાન થાય.

વીર સં ૨૪૭૧ કારતક વદ ૭

## (૧૬) જ્ઞાની અને અજ્ઞાનીના અભિપ્રાયમાં તફાવત

ચારિત્રના દોષથી જ્ઞાની તથા અજ્ઞાની બન્નેને ક્રોધાદિ કષાય થાય, પરંતુ તે બન્નેના ક્રોધમાં મહાન અંતર છે. અજ્ઞાનીને જ્યારે ક્રોધ થાય ત્યારે તે પોતાના ઊંધા અભિપ્રાયથી એમ માને છે કે પર વસ્તુના કારણે મને ક્રોધ થાય છે. પર વસ્તુને ક્રોધનુ કારણ માનતો હોવાથી તે પર વસ્તુઓ ઉપર દ્વેષ કરીને તેને દૂર કરવા માગે છે; 'પર વસ્તુ મને દ્વેષનું કારણ છે' એવો તેનો અભિપ્રાય ચાલુ જ રાખતો હોવાથી તેને ક્રોધની લાળ લંબાયા જ કરે છે, એક વસ્તુનું

લક્ષ છોડયું કે તરત જ બીજી વસ્તુ પ્રત્યે તેને ક્રોધાદિભાવ થયા વગર રહેશે જ નહિ. અજ્ઞાની પરવસ્તુને ક્રોધનું કારણ માને છે તેથી તેના ઊંધા અભિપ્રાયમાં જ ક્રોધ ભરેલો છે; જ્યાં સુધી તે ઊંધો અભિપ્રાય છે ત્યાં સુધી તેને ક્રોધ થયા જ કરવાનો, કેમ કે પરવસ્તુઓનો તો કદી અભાવ થવાનો નથી તેથી પરના કારણે જેણે ક્રોધાદિ થવાનું માન્યું તેના ક્રોધાદિભાવ કદી મટવાના નથી. અને પરવસ્તુઓ તો અનંત હોવાથી તેના અભિપ્રાયમાં ક્રોધ પણ અનંતો છે, અને તે અનંત સંસારનું કારણ છે.

જ્ઞાનીને જ્યારે ક્રોધ થાય છે ત્યારે તેઓ પર વસ્તુને ક્રોધનું કારણ માનતા નથી, તેથી પર વસ્તુને ઇષ્ટ-અનિષ્ટ કલ્પતા નથી, પણ પોતાના પુરુષાર્થની નબળાઈથી ક્રોધ થયો છે એમ જાણીને તે ટાળવા માગે છે. પરવસ્તુથી મને ક્રોધ થાય છે એવો અભિપ્રાય નહિ હોવાથી તેમને ક્રોધની લાળ લંબાતી નથી પણ પુરુષાર્થના જોરે અલ્પકાળમાં તેનો નાશ કરે છે. જે જીવ પરવસ્તુને ક્રોધનું કારણ માને છે તે જીવનો અભિપ્રાય ઊંધો હોવાથી પરવસ્તુની હૈયાતિમાં તે ક્રોધ ટાળી શકે નહિ; પર- વસ્તુની હૈયાતિ તો કદી મટવાની નથી તેથી અજ્ઞાનીના ક્રોધાદિ પણ કદી મટતા નથી. અજ્ઞાન ટાળે તો પછી ક્રોધાદિ ટળે. જ્ઞાનીઓ પર વસ્તુને ક્રોધનું કારણ માનતા નથી તેથી પરવસ્તુની હૈયાતિ હોવા છતાં પોતે પોતાનો ક્રોધ ટાળે છે. જ્ઞાનીના અભિપ્રાયમાં પર વસ્તુમાં ઇષ્ટ-અનિષ્ટપણાની માન્યતા નથી, અને પોતાના પુરુષાર્થના દોષથી જે ક્રોધ થાય છે તેને પણ કરવા જેવો માનતા નથી તેથી તેમને ક્રોધ અલ્પ હોય છે અને તે દીર્ઘસંસારનું કારણ નથી.

ક્રોધાદિ થાય તે વખતે અજ્ઞાની પરને અનિષ્ટ કલ્પીને તેના ઉપર દ્વેષ કરે છે, જ્ઞાની તો ક્રોધના પણ ખરેખર જ્ઞાતા છે અને પર વસ્તુના પણ જ્ઞાતા જ છે. તેમના અભિપ્રાયમાં ક્રોધ પરિણમન પ્રત્યે દ્વેષ નથી અને ક્ષમા પરિણમન ઉપર રાગ નથી જ્ઞાનીને પણ કોઈ વાર વિશેષ અશુભભાવ થઈ જાય પરંતુ તેમને તે પરિણમન ઉપર દ્વેષ બુદ્ધિ નથી, પણ તેનું જ્ઞાન કરીને વસ્તુસ્વભાવની એકાગ્રતાવડે તે અશુભભાવનો નાશ કરે છે અજ્ઞાની જીવ અશુભભાવ ઉપર દ્વેષ કરીને તેને ટાળવા માગે છે, પરંતુ રાગરહિત મારો સ્વભાવ જ છે એનું લક્ષ કરૂં તો આ અશુભરાગ ટળી જાય એમ તેને ખબર નથી. ક્રોધ ટાળવાનો ઉપાય ક્રોધ પ્રત્યે દ્વેષ નથી પણ ક્રોધ પ્રત્યે સમભાવ છે ક્રોધ પર્યાયના લક્ષે ક્રોધનો નાશ કરવા માગે તો થઈ શકે નહિ, પણ ક્રોધ પર્યાયનું લક્ષ છોડીને ક્રોધ રહિત આત્મસ્વભાવમાં લક્ષ કરીને એકાગ્ર વતાં ક્રોધ સ્વયં ટળી જાય છે. ક્રોધરહિત સ્વભાવના લક્ષમાં રહીને ક્રોધનું લક્ષ છોડી દીધું તેનું નામ 'ક્રોધ પ્રત્યે સમભાવ' છે, પરના લક્ષે સમભાવ રહે નહિ પણ પોતાના સ્વભાવ ઉપર લક્ષ કરતાં બધા ઉપર સમભાવ થઈ જાય છે.—એવો સમભાવ સમ્યગ્દૃષ્ટિને જ હોય છે.

(૧૭) **મુક્ત થવાનો ઉપાય**

ત્રિકાળ મુક્તસ્વરૂપ સ્વતંત્ર તત્ત્વની પ્રતીતિ કર્યા વગર મુક્ત થવાનો પુરુષાર્થ કાર્યરૂપ થઈ શકતો નથી. 'મારે મુક્ત થવું છે' એવી જે અભિલાષ થાય છે તેમાં જ અંતર્ગત પોતાના મુક્તસ્વરૂપનું જ્ઞાન [illegible] છે. કેમ કે મુક્તસ્વરૂપને

વગર મુક્ત થવાની ભાવના ક્યાંથી આવી? એ રીતે, આ જીવને મુક્તસ્વરૂપનું જ્ઞાન તો થાય છે પરંતુ તે તેની પ્રતીતિ કરતો નથી જીવ બંધભાવની તો પ્રતીતિ કરે છે પરંતુ બંધ ભાવથી રહિત જે મુક્તસ્વભાવ છે તેની તે પ્રતીતિ કરતો નથી, તેથી જ તેનો પુરુષાર્થ મુક્તિના ઉપાય તરફ વળતો નથી, પણ પુણ્ય-પાપના બંધભાવમાં જ અટકી જાય છે જો પોતાના મુક્તસ્વરૂપની પ્રતીતિપૂર્વક મુક્તસ્વરૂપના લક્ષે પુરુષાર્થ ઉપાડે તો તેને મોક્ષમાર્ગ પ્રગટીને અલ્પકાળમાં મુક્તદશા થયા વગર રહે નહિ. જ્ઞાનનો ઉઘાડ ઓછો હોય કે વધારે, તેની સાથે મુક્તિના પુરુષાર્થનો સંબંધ નથી, પરંતુ મુક્તસ્વરૂપનું જે જ્ઞાન છે તેની મુખ્યતા કરીને મુક્તસ્વરૂપની પ્રતીતિ કરવી તેની જ પ્રથમ આવશ્યકતા છે અને ત્યાંથી જ મુક્તિના ઉપાયની શરૂઆત થાય છે મુક્તસ્વરૂપની પ્રતીતિ કરવી તે સમ્યગ્દર્શન છે અને તે પ્રતીત પૂર્વક મુક્તસ્વરૂપનું જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન છે તે સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનપૂર્વકનો પુરુષાર્થ પણ મુક્તિ સન્મુખ થઈ જાય છે માટે મુક્તસ્વરૂપની પ્રતીતિ તે જ મુક્ત થવાનો મૂળ ઉપાય છે

વીર સં ૨૪૭૧ કારતક વદ ૧૩

## (૧૮) આત્મા અને કર્મ

જીવને પોતાના સ્વરૂપના અભાનથી વિકારની ઉત્પત્તિ તે સંસાર છે, પોતાના સ્વરૂપના ભાનથી ભૂલનો નાશ તે મુક્તિ-માર્ગ છે, અને પોતાના સ્વરૂપના ભાનપૂર્વક સ્થિરતા વડે વિકારનો તદ્દન અભાવ તે મોક્ષ છે જીવને સંસારદશા અનાદિથી છે અને કર્મનો સંબંધ પણ અનાદિથી છે, પરંતુ તેઓ એકબીજાની અવસ્થા કરતા નથી કર્મ તે જડ પરમાણુઓની

અવસ્થા છે, તે આત્માની અવસ્થામાં વિકાર કરાવતું નથી અને આત્મા તે જડની અવસ્થાને કરતો નથી. જીવે અનાદિથી પોતાના સાચા સ્વરૂપને ભૂલીને એમ માન્યું છે કે હું વિકારી જ છું, કર્મ મારી શક્તિને રોકે છે, હું શરીરાદિ જડની અવસ્થા કરી શકું અને પુણ્ય કરતાં કરતાં લાભ થાય.—આવી રીતે પોતે પોતાની ઊંધી માન્યતાવડે મોહભાવ કરે છે, ત્યારે જડ મોહકર્મને નિમિત્ત કહેવાય છે.

પ્રશ્નઃ—પહેલા આત્માનો વિકાર કે પહેલા કર્મ ?

ઉત્તરઃ—એમાં કોઈ પહેલા પછી નથી, બંને અનાદિના છે. આત્મા અને પરમાણુ બંને વસ્તુ છે, વસ્તુની કદી શરૂઆત ન હોય. એટલે કે તે અનાદિ હોય. અને વસ્તુ કદી પર્યાય વગર ન હોય, તેની કોઈને કોઈ પર્યાય અવશ્ય હોય. જીવની પર્યાય અનાદિથી વિકારી છે, કેમ કે જો વિકારી પર્યાય ન હોય તો સંસાર ન હોય. અને કર્મ તે જડ પરમાણુઓની અવસ્થા છે, તે પણ અનાદિથી છે. જીવનો વિકાર અને કર્મ બંને પ્રવાહરૂપે અનાદિથી છે. પહેલાં જીવે વિકાર કર્યો પછી કર્મ થયા—એમ નથી, અથવા તો પહેલાં કર્મ હતા પછી જીવે વિકાર કર્યો—એમ પણ નથી. આત્મા અને કર્મમાં પહેલાં—પછી કોઈ ન હોવા છતાં જ્ઞાનમાં તો બંને જેમ છે તેમ જણાય છે. બે હાથ ભેગા થયા, તેમાં પહેલાં કયો હાથ અડયો અને પછી કયો હાથ અડયો ? તેમનામાં પહેલા—પછી કોઈ નથી પણ જ્ઞાનમાં તો તે બંને જેમ છે તેમ જણાય છે. તેવી રીતે કર્મ [illegible]માનો વિકાર—એ બંને અનાદિને [illegible] છે તેમ સર્વજ્ઞદેવ જાણે

પદાર્થને આદિમાનપણે જાણે તો તે જ્ઞાન ખોટું ઠરે. પ્રશ્ન—અનાદિ પદાર્થનું જ્ઞાન કઇ રીતે થઇ શકે? જો અનાદિ પદાર્થનું પણ જ્ઞાન થઈ જાય તો તો જ્ઞાનમાં તેનો છેડો આવી જાય? ઉત્તરઃ—અનાદિ પદાર્થની આદિ છે જ નહિ તોપછી જ્ઞાનમાં તે આદિ કેમ જણાય? અનાદિ પદાર્થને અનાદિ રૂપે જ્ઞાન જાણે છે. આ સંબંધમાં સ્થુળ દ્રષ્ટાંત એમ છે કે ગોળ થાળીના ગોળાકારની શરૂઆત તથા અંત હોતા નથી, છતા તેનો આખો ગોળાકાર જાણી શકાય છે. તેમ પદાર્થમાં આદિ અંત ન હોવા છતા તેનું આખું જ્ઞાન થઈ શકે છે. જેમ બીજ પહેલા કોઈ વડવૃક્ષ હતુ અને એ વડવૃક્ષ પહેલાં કોઇ બીજ હતું; એ બીજ-વૃક્ષની પરંપરામાં પહેલા કોણ થયું? બીજ-વૃક્ષની પરંપરા અનાદિથી જ છે. એ રીતે યુક્તિથી પણ અનાદિપણું સિદ્ધ થાય છે.

## (૧૯) સમ્યક્ત્વ અને મિથ્યાત્વનો સંબંધ લેશ્યા સાથે નથી

કૃષ્ણ, નીલ, કાપોત તથા પીત, પદ્મ ને શુક્લ એ છ લેશ્યા છે. લેશ્યા એટલે કષાયથી અનુરંજિત યોગોની પ્રવૃત્તિ છ લેશ્યામા પહેલી ત્રણ અશુભ છે, અને બીજી ત્રણ શુભ છે. અજ્ઞાની જીવને પણ છએ પ્રકારની લેશ્યા હોઈ શકે છે અને જ્ઞાનીને પણ છએ પ્રકારની લેશ્યા હોઈ શકે છે. લેશ્યાનો સંબંધ સમ્યગ્દર્શનાદિ ગુણ સાથે નથી પણ શુભ-અશુભભાવ સાથે છે શુભ-અશુભ ભાવની તીવ્રતા-મંદતાનુસાર લેશ્યાના પ્રકાર પડે છે.

પ્રશ્ન—જ્યારે શુક્લ લેશ્યા હોય ત્યારે સંજ્વલનકષાય અને જ્યારે કૃષ્ણ લેશ્યા હોય ત્યારે અનંતાનુબંધી કષાય–એમ લેશ્યાને અને કષાયને સબંધ કેમ ન હોય ?

ઉત્તર—કષાય અનુસાર લેશ્યા હોતી નથી પરંતુ કષાયની મંદતા કે તીવ્રતા અનુસાર લેશ્યા હોય છે. કોઈ જીવને શુક્લ-લેશ્યા હોય છતાં અનંતાનુબંધી ક્રોધ વિદ્યમાન હોય, અને કોઈ જીવને કૃષ્ણ લેશ્યા હોય છતાં અનંતાનુબંધી ક્રોધ ન હોય. જે જીવને દૃષ્ટિ જ ખોટી છે તેને વસ્તુસ્વરૂપની જ ખબર નથી તેથી તેને તો નિરંતર અનંતાનુબંધી આદિ ચારે કષાય વર્તે છે, ભલે તેને શુક્લ લેશ્યા હોય તોપણ નિરંતર ચારે કષાયો વિદ્યમાન છે. અને જેને સાચી દૃષ્ટિવડે વસ્તુસ્વરૂપનું ભાન છે તેને કૃષ્ણલેશ્યા વખતે પણ અનંતાનુબંધી કષાયનો તો અભાવ જ વર્તે છે. અજ્ઞાનીને જ્યારે અનંતાનુબંધી આદિ ચારે કષાયો મંદપણે વર્તતા હોય ત્યારે શુક્લ વગેરે શુભ લેશ્યા હોય છે અને તે કષાયો જ્યારે તીવ્રપણે વર્તતા હોય ત્યારે કૃષ્ણાદિલેશ્યા હોય છે. પરંતુ મંદ કષાય કે અશુભ તીવ્રકષાય તે બન્ને સંસારનું જ કારણ છે. ઘણો મંદ કષાય કરીને શુક્લલેશ્યા કરે તેથી તેને અનંતાનુબંધી કષાયનો અભાવ થઈ જાય છે એમ ન સમજવું. અને જ્ઞાનીને પોત-પોતાની ભૂમિકા અનુસાર અપ્રત્યખ્યાનાવરણાદિ કષાયની તીવ્રતા કે મંદતાનુસાર યથાયોગ્ય શુભ કે અશુભ લેશ્યા હોય છે. પરંતુ તેમની ભૂમિકાને યોગ્ય તીવ્ર કષાય થાય અને કૃષ્ણ લેશ્યા થઈ જાય તેવી કરીને તેમને અનંતાનુબંધી કષાય થઈ જાય છે–એમ ન સમજવું.

લેશ્યા સાથે સમ્યક્ત્વ-મિથ્યાત્વનો સબંધ નથી કોઈને શુક્લ લેશ્યા હોય છતા અનત સસારી હોય અને કોઈને કૃષ્ણ લેશ્યા હોય છતા એકાવતારી હોય સમ્યગ્દર્શન એ જ ધર્મનુ મૂળ છે અને મિથ્યાત્વ તે જ સસારનુ મૂળ છે એક તો હજારો કતલખાના ચલાવનાર કૃષ્ણ લેશ્યાવાળો કષાઈ અને બીજો 'હુ પરનુ કરી શકુ અને પુણ્યથી ધર્મ થાય' એવી મિથ્યા માન્યતાવાળો શુક્લ લેશ્યાધારી દ્રવ્યલિંગી જૈન સાધુ-એ બને જીવો ચાર કષાયની અપેક્ષાએ સરખા જ છે કેમ કે બને જીવોને ચારે પ્રકારના કષાય વર્તે છે માત્ર વર્તમાન પુરતો તેમા તીવ્રતા ને મદતા ની અપેક્ષાએ ફેર છે તેથી તેમની લેશ્યામા ફેર છે, અને તેથી સસારમા એકાદ ભવની જાતમા ફેર પડશે, પરતુ તે બને સસાર માર્ગે જ છે, બને અધર્મી છે, બેમાથી એકેય ધર્મસન્મુખ નથી કષાયને મદ પાડવાથી ધર્મસન્મુખ થવાતુ નથી, પરતુ સર્વ કષાય રહિત મારો સ્વભાવ છે, હુ જ્ઞાનસ્વરૂપી જ છુ, કષાય મારૂ સ્વરૂપ નથી એમ પોતાના અકષાયસ્વભાવના લક્ષે સાચી શ્રદ્ધા-જ્ઞાનનો અભ્યાસ કરવાથી ધર્મસન્મુખ થવાય છે, અને જીવને અકષાય સ્વભાવનુ લક્ષ થતા તે કષાયને પોતાના કર્તવ્ય તરીકે સ્વીકારતો નથી તેથી ત્યા કષાયની મદતા સહજપણે થઈ જાય છે

**(૨૮) કષાય મંદ ક્યારે પડે અને કષાયનો અભાવ ક્યારે થાય?**

કોઈ જીવને વીતરાગી દેવ-ગુરુ-શાસ્ત્રની માન્યતા થઈ છે એટલે કે સાચા નિમિત્તોનુ લક્ષ થયુ છે પણ હજી પોતાના આત્મસ્વભાવની ઓળખાણ થઈ નથી અને સૂક્ષ્મ ઊધી માન્યતા

ટાગી નથી એવો મિથ્યાદૃષ્ટિ જીવ નવતત્ત્વની શ્રદ્ધા, અગીઆર અંગનું જ્ઞાન અને પંચમહાવ્રતનું પાલન કરે તો તેને કષાયની મંદતા એવી હદ સુધી થઈ શકે છે તે બારમા સ્વર્ગ ઉપર પણ જઈ શકે તે જીવને અકષાય નિમિત્તોનું લક્ષ થયું હોવાથી બારમા સ્વર્ગ ઉપર જઈ શકે એવી કષાયની મંદતા તે કરી શકે છે બાહ્ય દ્રવ્યલિંગ ને કષાયની મંદતાનું સાધન નથી પણ અકષાય નિમિત્તોનું લક્ષ છે તેથી કષાય મંદ પાડી શકે છે

વીતરાગી દેવ-ગુરુ-શાસ્ત્ર સિવાય અન્ય કષાયી દેવ-ગુરુ-શાસ્ત્રને નિમિત્ત તરીકે જે જીવ માને તે જીવને તો કષાયની મંદતા પણ એવી ન થઈ શકે કે જેથી તે બારમા સ્વર્ગની ઉપર જાય કેમકે તેનું લક્ષ જ કષાયી નિમિત્તો ઉપર છે કષાયી નિમિત્તો (કુદેવ કુગુરુ-કુશાસ્ત્ર) ના લક્ષે ગમે તેવું બ્રહ્મચર્ય પાળે, ત્યાગી થાય, પરંતુ તેમાં તેને કષાયની વિશેષ મંદતા થાય જ નહિ અને તે બારમા સ્વર્ગથી આગળ જઈ શકે નહિ

જેણે કષાયી દેવ-ગુરુ-શાસ્ત્રને નિમિત્ત તરીકે સ્વીકાર્યાં તેણે પોતાનો સ્વભાવ પણ કષાયી જ સ્વીકાર્યો એટલે તેના અભિપ્રાયમાં કષાયના આદર છે તેથી તેને કષાયનો અભાવ તો ન જ થાય પરંતુ કષાયની વિશેષ મંદતા પણ ન જ થાય

જેણે અકષાયી વીતરાગદેવ ગુરુ શાસ્ત્રને નિમિત્ત તરીકે સ્વીકાર્યાં છે તેને તે અકષાયનિમિત્તોના લક્ષે કષાયની મંદતા થઈ શકે છે, પરંતુ નિમિત્તોના લક્ષે કષાયનો અભાવ થઈ શકતો નથી

—

ઉપરના બને જીવોને નિમિત્તના લક્ષમા ફેર હોવાથી કષાયની તીવ્રતા–મદતામા ફેર પડે છે પરતુ સ્વભાવદૃષ્ટિના અભાવને લીધે તે બેમાથી કોઈને ભવનો અભાવ થાય તેવો અકષાયભાવ પ્રગટતો નથી કષાયરહિત નિમિત્તોને સ્વીકારવાથી કષાયની મદતા થાય અને કષાયરહિત પોતાના શુદ્ધસ્વભાવને સ્વીકારવાથી કષાયનો અભાવ થાય કષાયની મદતાથી સસારની ગતિમા ફેર પડે છે, પરતુ અકષાયસ્વભાવનીદૃષ્ટિ વગર ભવનો અત આવે તેમ નથી સાચી દૃષ્ટિવડે અકષાયસ્વભાવની ઓળખાણ કર્યા પછી કદાચ કોઈ જીવ પૂર્વે બધાઇ ગયેલા આયુષ્યને કારણે નરકગતિમા જાય તોપણ તે જીવને ભવનો નાશ થવાનો જ છે અને મિથ્યાદૃષ્ટિ જીવ અકષાયસ્વભાવની પ્રતીત વગર મદકષાય કરીને કદાચ સ્વર્ગમા જાય તોપણ તેને સર્વ કષાય વિદ્યમાન જ છે અને તે સસારને જ વધારે છે

વીર સ ૨૪૭૧ માગશર વદ ૧૪

(૨૧)

## ★ જીવની ભૂલ અને કર્મ ★

આત્મા પોતાના સ્વભાવથી શુદ્ધ છે, પણ વર્તમાન પરિણામમા તેની ભૂલ છે ત્રિકાળી શુદ્ધસ્વભાવને અને વર્તમાન ભૂલને જાણે તો સ્વભાવના આશ્રયે ભૂલ ટાળે પણ જો પોતાની ભૂલને જાણે જ નહિ અને કર્મ ભૂલ કરાવે છે એમ માને તો તે ભૂલ કેમ ટાળે ? અને પોતાની ભૂલને તો જાણે પરતુ શુદ્ધસ્વભાવને ન જાણે તોપણ કોના આશ્રયે ભૂલ ટાળે ? માટે નિકાળશુદ્ધસ્વભાવ અને વર્તમાન ભૂલ એ બનેને જાણવા જોઈએ ભૂલનુ નિમિત્ત કર્મ છે પરતુ કર્મ ભૂલ કરાવતુ નથી

જેમ કોઈના મોઢા ઉપર ડાઘ છે, અરિસામાં જોતા તે ડાઘ દેખાય છે, પરતુ તે ડાઘ કાંઈ અરિસામા નથી તેમજ અરિસાએ તે ડાઘ કરાવ્યો નથી, ડાઘ તો મોઢા ઉપર છે, તેથી ડાઘ ટાળવા માટે કોઈ અરિસો ઘસવા માડે તો ડાઘ ટળે નહિ પણ મોઢા ઉપર ડાઘ છે એમ જાણીને મોઢુ સાફ કરે તો તે ડાઘ ટળે તેમ આત્મા વસ્તુ અનતગુણનો પિંડ છે, તેના પરિણામમા અનાદિથી ભૂલ છે ભૂલ વખતે કર્મની હાજરી છે તે નિમિત્ત છે, તે કર્મોનુ નિમિત્તપણુ તો એમ જણાવે છે કે ભૂલ તે જીવનો સ્વભાવ નથી પણ વિકાર છે. તે વિકાર કાંઈ કર્મોમા થતો નથી તેમ જ કર્મો તે વિકાર કરાવતા નથી વિકાર તો જીવની પર્યાયમા થાય છે અને તેનુ કારણ જીવની તે સમયની પર્યાય જ છે, જીવની ત્રિકાળી સ્વભાવ ભૂલવાળો નથી આમ જાણે તો જીવ પોતાના પુરુષાર્થથી પોતાના દોષને ટાળે

વળી, જેમ કર્મો જીવને દોષ કરાવતા નથી તેમ દેવ-ગુરુ-શાસ્ત્ર જીવના દોષને ટાળી દેતા નથી. જેમ અરિસો તો માત્ર મોઢા ઉપરના દોષનુ જ્ઞાન કરાવે છે પણ કાંઈ ડાઘને તે દૂર કરી દેતો નથી. અરિસામા પણ તે જ ડાઘ જોઈ શકે છે કે જેનામાં જોવાની શક્તિ હોય, પણ આધળાને પોતાનો ડાઘ દેખાતો નથી તેમ દેવ-ગુરુ-શાસ્ત્ર તો અરિસા સમાન છે, તેમના નિમિત્તે પાત્ર જીવો પોતાના શુદ્ધસ્વભાવને અને ભૂલને જાણે છે, અને યથાર્થ ઉપાય વડે તે ભૂલને ટાળે છે પણ કાંઈ દેવ-ગુરુ-શાસ્ત્ર તેની ભૂલને ટાળી દેતા નથી

જે દેખતો મનુષ્ય પોતાનુ મુખ જુએ તેને ... નિ...

કહેવાય પણ આંધળો માણસ પોતાનું મુખ જ જોઈ શકતો નથી તેને અરિસો નિમિત્ત કેમ કહેવાય? તેવી રીતે જે જીવ પોતાની પાત્રતાવડે ભૂલ જાણીને સમ્યગ્જ્ઞાનવડે તે ભૂલ દૂર કરે છે તેને સત્‌દેવ–ગુરુ શાસ્ત્ર નિમિત્ત કહેવાય છે, પણ જે જીવ પોતાની ભૂલને જ જાણતો નથી તેને દેવ–ગુરુ શાસ્ત્ર ભૂલ ટાળવાને નિમિત્ત પણ કહેવાતા નથી

આમાં તો અનેક બાબત સિદ્ધ થઈ જાય છે–આત્મા છે, આત્માનું પરિણમન (અવસ્થા) છે, તે પરિણમનમાં ભૂલ છે ભૂલમાં કર્મ નિમિત્ત છે પરિણમનમાં જે ભૂલ છે તે ક્ષણિક છે આત્માનો ત્રિકાળ સ્વભાવ શુદ્ધ પરિપૂર્ણ છે તેમાં ભૂલ નથી, તે સ્વભાવના ભાનથી ભૂલ ટળી શકે છે, તે ભૂલ ટાળવામાં સાચા દેવ ગુરુ શાસ્ત્ર નિમિત્ત છે, ભૂલ ટળતાં કર્મનો સંયોગ પણ સ્વયં ટળી જાય છે–આ રીતે નવે તત્ત્વનો સાર આમાં આવી જાય છે

પોતે આત્મવસ્તુ સ્વાધીન સુખરૂપ છે, પણ પોતે પોતાના સ્વભાવને અનંતકાળથી જાણ્યો નથી માન્યો નથી, અને અનંતકાળથી સંસારમાં દુઃખી થઈ રહ્યો છે જો ભૂલના ફળમાં અનંતકાળથી દુઃખી થાય છે તો ભૂલ મહાન હશે કે સાધારણ? જો તે ભૂલ સાધારણ હોત તો તેના ફળમાં અનંત દુઃખ ન હોત! જીવ પોતાના બેહદ સ્વભાવ સામર્થ્યનો જ અનાદર કર્યો છે તે મહાન ભૂલના ફળમાં તેને ક્ષણે ક્ષણે અનંત દુઃખ છે પોતાના સ્વભાવની સાચી ઓળખાણ અને આદરવડે તે મહાન ભૂલ ટાળે તો તેનું અનંત દુઃખ ટળે, અને અવિનાશી સુખનો ઉપાય પ્રગટે જીવ સ્વવસ્તુના ભાન વગર પરલક્ષે અનાદિથી ભૂલ

ભાસે તો તે તેનાથી છૂટવાનો ઉપાય કરે. અને સમયપ્રાભૃતમાં આત્માનો શુદ્ધસ્વભાવ જણાવ્યો છે; તેમાં દ્રવ્યદૃષ્ટિથી કહે છે કે વિકાર આત્મામાં છે જ નહિ, વિકારનો કર્તા આત્મા નથી, આત્માના સ્વરૂપમાં વિકાર છે જ નહિ. એ સમજાવીને જીવને પર્યાયમૂઢતા છોડાવીને દ્રવ્યદૃષ્ટિ કરાવવાનું પ્રયોજન છે. કેમકે ...પોતાને વિકાર જેટલો જ માને અને વિકાર રહિત ... નહિ, તો તે કોના લક્ષે વિકાર ટાળે? એ ...દ્ધ સ્વભાવ અને અવસ્થાનો વિકાર એ બંનેને ... જ્ઞાનમાં શુદ્ધસ્વભાવની મુખ્યતા અને અવ... કરતાં જીવને સમ્યગ્દર્શન તથા સમ્યગ્જ્ઞાન થાય ... નિશ્ચયનયનું અવલંબન કહેવામાં આવે છે અને ...ઉપાય વડે જીવનો સંસાર રોગ મટે છે.

**ભૂલ ક્યારે ટળે?**

...આત્માને માને પણ તેના પરિણમનને ન માને તો તેની ...ળે નહિ.

...આત્માને માને અને તેના પરિણમનને પણ માને, પરંતુ ...ણમનમાં ભૂલ છે એમ ન માને તોપણ ભૂલ ન ટળે.

... આત્માને માને, તેના પરિણમનને માને, અને તેના પરિ...માં ભૂલ છે એમ પણ માને, પરંતુ ભૂલરહિત શુદ્ધસ્વરૂપને ...તોપણ ભૂલ ન ટળે.

...માને માને, ૨. તેના પરિણમનને માને, ૩. તેના ... છે એમ માને, અને ૪. તેના ત્રિકાળ શુદ્ધ-...એમ જાણીને જો ત્રિકાળી શુદ્ધસ્વરૂપનું

કોઈ વેળા માનથી ક્રોધાદિ થઈ જાય છે તેથી પરસ્પર એ કષાયોમા કોઈ વેળા ભિન્નતા ભાસે છે તથા કોઈ વેળા ભિન્નતા ભાસતી નથી એ પ્રમાણે સસારી જીવને અનાદિથી કષાયરૂપ પરિણમન થાય છે, તેથી જીવને દુખ થાય છે માટે હે ભવ્ય! તારે તે સર્વે કષાય ટાળવા યોગ્ય છે

જીવને ક્રોધાદિ તો ક્રમેક્રમે જ થાય છે, ક્રોધ વખતે માનાદિ હોય નહિ, પણ જીવનુ પરિણમન એટલુ સૂક્ષ્મ છે કે સ્થૂલ ઉપયોગવડે જીવ જુદા જુદા પરિણામોને જાણી શકતો નથી કષાયરૂપ પરિણમન થાય છે એટલે કે ક્રોધાદિ કષાયરૂપે જીવ પોતે પરિણમે છે, કષાય જીવની અવસ્થામા થાય છે એ રીતે પર્યાય સિદ્ધ કરી છે

## (૨૩) વિકારરૂપી રોગ અને તે મટાડવાનો ઉપાય

જીવના શાશ્વતસ્વભાવમા મલિનતા નથી પરતુ તેના પરિણમનરૂપ અવસ્થામા જો મલિનતા ન હોય તો વર્તમાન પર્યાયમા જ કેવળજ્ઞાન અને સિદ્ધદશા પ્રગટ હોવા જોઈએ પરતુ વર્તમાનમા મલિનતા હોવાથી જ્ઞાન ઘણું ઓછુ છે અહી વિકારી અવસ્થા જણાવીને જીવને એમ સમજાવવુ છે કે હે ભાઈ! તારી અવસ્થામા વિકાર હોવા છતા તે વખતે તારો આખો આત્મા અશુદ્ધ થઈ ગયો નથી, જો આખો આત્મા અશુદ્ધ થઈ ગયો હોય તો અશુદ્ધતા કદી આત્માથી છૂટી પડી શકે નહિ પરતુ અશુદ્ધતા ક્ષણિક છે અને તે ટળી શકે છે, માટે તુ તેને ટાળવાનો પ્રયત્ન કર!

અત્યારે આ મોક્ષમાર્ગ પ્રકાશકમા એ સિદ્ધ કરવુ છે કે જીવને અવસ્થામા વિકારરૂપી રોગ છે, કેમકે જીવને જો રોગ

ભાસે તો તે તેનાથી છૂટવાનો ઉપાય કરે. અને સમયપ્રાભૃતમાં આત્માનો શુદ્ધસ્વભાવ જણાવ્યો છે, તેમાં દ્રવ્યદ્રષ્ટિથી કહે છે કે વિકાર આત્મામાં છે જ નહિ, વિકારનો કર્તા આત્મા નથી, આત્માના સ્વરૂપમાં વિકાર છે જ નહિ એ સમજાવીને જીવને પર્યાયમૂઢતા છોડાવીને દ્રવ્યદ્રષ્ટિ કરાવવાનું પ્રયોજન છે. કેમકે જો જીવ પોતાને વિકાર જેટલો જ માને અને વિકાર રહિત સ્વભાવને ઓળખે નહિ, તો તે કોના લક્ષે વિકાર ટાળે ? એ રીતે, પોતાનો શુદ્ધ સ્વભાવ અને અવસ્થાનો વિકાર એ બન્નેને જાણીને પોતાના જ્ઞાનમાં શુદ્ધસ્વભાવની મુખ્યતા અને અવસ્થાની ગૌણતા કરતાં જીવને સમ્યગ્દર્શન તથા સમ્યગ્જ્ઞાન થાય છે, એને જ નિશ્ચયનયનું અવલંબન કહેવામાં આવે છે અને એ જ ઉપાય વડે જીવનો સંસાર રોગ મટે છે.

(૨૪) ભૂલ ક્યારે ટળે ?

૧. આત્માને માને પણ તેના પરિણમનને ન માને તો તેની ભૂલ ટળે નહિ.

૨ આત્માને માને અને તેના પરિણમનને પણ માને, પરંતુ પરિણમનમાં ભૂલ છે એમ ન માને તોપણ ભૂલ ન ટળે.

૩. આત્માને માને, તેના પરિણમનને માને, અને તેના પરિણમનમાં ભૂલ છે એમ પણ માને, પરંતુ ભૂલરહિત શુદ્ધસ્વરૂપને ન માને તોપણ ભૂલ ન ટળે.

૧. આત્માને માને, ૨. તેના પરિણમનને માને, ૩. તેના પરિણમનમાં ભૂલ છે એમ માને, અને ૪. તેના ત્રિકાળ શુદ્ધસ્વરૂપમાં ભૂલ નથી એમ જાણીને જો ત્રિકાળી શુદ્ધસ્વરૂપનું અવલંબન કરે તો ભૂલ ટળે.

## (૨૫) દરેક વસ્તુનું સ્વતંત્રપણું—ભિન્નપણું

આ જગતમા અનત આત્માઓ છે, તે દરેક સ્વતત્ર છે, પોતાના શુદ્ધસ્વરૂપપણે નિત્ય ટકીને તે અવસ્થારૂપે પરિણમે છે, અવસ્થામા પોતાના દોષથી વિકાર થાય છે અને તે વિકારમા કર્મો નિમિત્ત છે દરેક આત્મા જુદો છે, એક આત્માનો મોક્ષ થતા બધા આત્માનો મોક્ષ થઈ જતો નથી, તેમજ સિદ્ધદશામા પણ જ્યોતની જેમ એક આત્મા બીજા આત્મામા ભળી જતા નથી, પરતુ સદાય જુદા જ રહે છે અને ત્યા પણ દરેકના સુખવગેરેનુ સ્વતત્ર પરિણમન છે જો સિદ્ધદશામા એક આત્મા બીજા આત્મામા ભળી જતો હોય તો સિદ્ધ દશામા આત્માની સ્વતત્ર હૈયાતિનો નાશ થઈ જાય અને જો એમ હોય તો, જેમા આત્માની હૈયાતિનો નાશ થઈ જાય એવી સિદ્ધદશા કરતા તો સસારદશા સારી કે જ્યા સ્વતત્રપણે રહીને આત્મા સુખ દુઃખને જાણે તો ખરો!! સિદ્ધદશા વખતે એક આત્મા બીજા આત્મામા ભળી જાય છે એમ માનવુ તે તદ્દન અજ્ઞાન છે, સિદ્ધદશામા કદી પણ એક આત્મા બીજા આત્મામા ભળી જતા નથી, પણ સ્વતત્ર છે તે સદાય સ્વતત્ર જ રહે છે દરેક પદાર્થ પોતાના દ્રવ્યથી પોતાના ક્ષેત્રથી, પોતાના કાળથી અને પોતાના ભાવથી સદા એકરૂપ અને અન્ય સર્વ પદાર્થના દ્રવ્ય-ક્ષેત્ર કાળ ભાવથી જુદો જ રહે છે કોઈ આત્મા ક્યારેય બીજાના દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવમા ભળી જતો નથી શરીર વગેરેના દરેકે દરેક રજકણ પણ પોતાના દ્રવ્ય ક્ષેત્ર-કાળ-ભાવે સ્વતત્ર છે એક રજકણ બીજા રજકણમા મળતુ નથી રજકણોમા સયોગ-વિયોગ કહેવો

તે ખરેખર તો આકાશના ક્ષેત્રની અપેક્ષાએ છે; વસ્તુના પોતાના ભાવમાં સંયોગ-વિયોગ કેવા ? વસ્તુ તો ત્રિકાળ પોતાના સ્વરૂપમાં જ છે. બે વસ્તુઓ ક્ષેત્રે નજીક આવી તેને વ્યવહારે સંયોગ કહેવાય છે અને બે વસ્તુઓ ક્ષેત્રથી દૂર થઈ તેને વ્યવહારે વિયોગ કહેવાય છે, પણ જો વસ્તુના સ્વભાવથી જ જોઈએ તો એક વસ્તુને બીજી વસ્તુ સાથે કાંઈ સંબંધ જ નથી, દરેક વસ્તુ નિરપેક્ષ છે. સ્વતંત્ર નિરપેક્ષ વસ્તુસ્વભાવને જાણ્યા વગર જીવની ભૂલ કદી ટળી શકે નહિ.

## (૨૬) જ્ઞાની અને અજ્ઞાનીના અભિપ્રાયનો તફાવત

અજ્ઞાની જીવો પરપદાર્થને ઇષ્ટ-અનિષ્ટ માનીને રાગ-દ્વેષ કરે છે, જ્ઞાનીઓને રાગ-દ્વેષ થાય પરંતુ તેઓ પર પદાર્થોને ઇષ્ટ-અનિષ્ટ માનતા નથી પણ પોતાના પુરુષાર્થની નબળાઈ જાણે છે.

અજ્ઞાની પરવસ્તુને ઇષ્ટ માનીને હાસ્ય કરે છે; ઘણા લોકો હાસ્યને ગુણ અને સુખનું કારણ સમજે છે, પણ હાસ્ય તે દોષ છે, વિકાર છે, અવગુણ છે, અને તેમાં આકુળતાનું દુઃખ છે. જ્ઞાનીઓને પણ હાસ્ય થઈ આવે પરંતુ તેમાં તેઓ પરવસ્તુને ઇષ્ટરૂપ માનતા નથી અને તે હાસ્યને સુખરૂપ માનતા નથી. તેવી જ રીતે શોકમાં પણ અજ્ઞાની જીવ પરનો દોષ કાઢે છે, જ્ઞાનીઓને શોક થાય પરંતુ તેઓ પરના કારણે શોક માનતા નથી.

જ્યારે ઋષભદેવ ભગવાન મોક્ષ પધાર્યા ત્યારે ભરતચક્રવર્તી જેવા ક્ષાયક સમ્યગ્દૃષ્ટિ ધર્માત્મા પણ શોકને લીધે આંસુની ધારાએ રડ્યા છે. પોતાને આત્મભાન છે, રાગ થાય છે તેને

પોતાનુ સ્વરૂપ માનતા નથી અને ભગવાનના વિરહને લીધે તે રાગ થયો એમ પણ માનતા નથી, પોતે પણ તે જ ભવે મોક્ષ પામવાના છે, પરતુ હજી પુરુષાર્થની નબળાઈથી રાગ છે તેથી ભગવાનનો વિરહ થતા ચોધાર આસુએ રડે છે કે અરેરે! આ ભરતમાથી કેવળજ્ઞાનરૂપી સૂર્ય અસ્ત થયો, ભગવાનના ભરતને વિરહા પડયા! ખરેખર તો પોતાને પોતાના કેવળજ્ઞાનના વિરહ સાલે છે અને તેથી પ્રશસ્ત રાગભાવ આવ્યા વગર રહેતો નથી શ્રદ્ધા અને જ્ઞાન તો યથાર્થ છે પણ ચારિત્રની પર્યાયમા હજી દોષ છે તેથી રાગ થાય છે, તેના પણ ખરેખર તો જ્ઞાતા જ છે રાગ વખતે પણ અભિપ્રાયમા કોઈ પરવસ્તુને ઇષ્ટ અનિષ્ટ માનતા નથી "અરેરે! પ્રભુશ્રીના વિરહ પડયા!" એમ જ્ઞાની પણ બોલે ખરા, પરતુ ખરેખર અભિપ્રાયમા ભગવાનનો સયોગ ઇષ્ટ અને ભગવાનનો વિયોગ અનિષ્ટ એમ તેઓ માનતા નથી, પણ હુ તો સયોગનો પણ જ્ઞાતા અને વિયોગનો પણ જ્ઞાતા, એમ અભિપ્રાયથી તે જ્ઞાતાપણે જ રહે છે અજ્ઞાની જીવ પોતાનુ જ્ઞાતાપણુ ભૂલી જઈને, સયોગ-વિયોગના કારણે મને રાગ થાય છે-એમ માને છે, તેથી તેને રાગ કદી ટળતો નથી

(૨૬) ઇષ્ટ અને અનિષ્ટ શું?

વસ્તુ તો વસ્તુના ભાવમા જ છે, કોઈ વસ્તુ ઇષ્ટ કે અનિષ્ટ નથી જો વસ્તુના સ્વભાવમા ઇષ્ટ અનિષ્ટપણું હોય તો તે વસ્તુ જ રાગ દ્વેષનુ કારણ ઠરે, અને કેવળીભગવાનને ઘણા રાગ-દ્વેષ થાય કેમ કે તેઓ બધી વસ્તુને જાણે છે કોઈ પરદ્રવ્ય ઇષ્ટ-અનિષ્ટ નથી સર્વે વસ્તુઓ પોતપોતાના સ્વભાવમા જ છે, તેમા કોને ઇષ્ટ કહેવી અને કોને અનિષ્ટ કહેવી? પર

વસ્તુને જે ઇષ્ટ-અનિષ્ટ માને તેને અનંત પરદ્રવ્યો પ્રત્યેના રાગ-દ્વેષ કદી ટળે જ નહિ, તે મિથ્યાદૃષ્ટિ છે. દેવ-ગુરુ-શાસ્ત્ર ખરેખર આ આત્માને ઇષ્ટ નથી અને શરીર કાપી નાંખનાર અનિષ્ટ નથી,—આવું ભાન કરે તો વીતરાગી દૃષ્ટિ થઈ જાય અને કોઈ પણ પ્રત્યે રાગ-દ્વેષ કરવાનો અભિપ્રાય ટળી જાય—એ જ અનંત સમભાવ છે. જીવને પોતાનો વિકારભાવ અનિષ્ટ છે અને વિકાર રહિત સ્વભાવ ઇષ્ટ છે.

હે જીવ! કોઈ પરવસ્તુ તને ઇષ્ટ-અનિષ્ટ નથી, માટે તું તારા ઇષ્ટ સ્વભાવને જાણ અને પર્યાયમાં જે વિકારરૂપી રોગ છે તેને જ અનિષ્ટ જાણ પરને ઇષ્ટ-અનિષ્ટ માનીને જે રાગ દ્વેષ કરે છે તે અજ્ઞાની છે, તેને તો રાગ-દ્વેષ ટાળવાનો જ અવકાશ નથી, કેમકે જગતમાં અનંત વસ્તુઓ છે તેમાં કોઈમાં ઇષ્ટ-અને કોઈમાં અનિષ્ટપણું માન્યા વગર રહેશે નહિ, અને જેને ઇષ્ટ માને તેના પ્રત્યે રાગ તથા જેને અનિષ્ટ માને તેના પ્રત્યે દ્વેષ થયા વગર રહે જ નહિ, તેથી જે જીવ પરદ્રવ્યને ઇષ્ટ અનિષ્ટ માને તેને અનંતાનુબંધી રાગ-દ્વેષ હોય તે પોતાના પરમ ઇષ્ટ સ્વભાવને ભૂલી જાય છે જ્ઞાનીઓને રાગ દ્વેષ થાય ખરા પણ કોઈ પરદ્રવ્યને ઇષ્ટ-અનિષ્ટ માનીને થતા નથી, પણ પોતાના પુરુષાર્થના દોષથી થાય છે, અને તે દોષને ચારિત્ર અપેક્ષાએ અનિષ્ટ જાણે છે, પોતાનો શુદ્ધસ્વભાવ જ પરમ ઇષ્ટ છે તેમાં સ્થિરતા કરીને તે દોષને ટાળે છે.

વસ્તુ પોતાના સ્વભાવથી જ દ્રવ્ય-ગુણ-પર્યાયસ્વરૂપ છે, દ્રવ્ય-ગુણ-પર્યાય ત્રિકાળ સ્વતંત્ર છે, જે જે સમયે જે પર્યાય થાય તે તે સમયનું વસ્તુનું જ સ્વતંત્ર પરિણમન છે. તેથી

જે જીવ પરવસ્તુની પર્યાયને ઇષ્ટ કે અનિષ્ટ માને છે તે જીવ પરવસ્તુના સ્વભાવને જ ઇષ્ટ અનિષ્ટ માને છે, કેમ કે પરિણમન તે વસ્તુનો સ્વભાવ છે, પરવસ્તુના સ્વભાવને ઇષ્ટ–અનિષ્ટ માનવો તે મિથ્યાત્વ છે ખરેખર દૃષ્ટિ અપેક્ષાએ તો પોતાની પર્યાય પણ ઇષ્ટ–અનિષ્ટ નથી, કેમ કે દૃષ્ટિમા પર્યાયભેદનો સ્વીકાર નથી

પરમા ઇષ્ટ–અનિષ્ટપણું માનીને જે રાગ-દ્વેષ કરે છે તેને માત્ર ચારિત્રનો જ દોષ નથી પરતુ શ્રદ્ધાનો દોષ પણ છે શ્રદ્ધાનો દોષ એ જ અનત સંસારનુ મૂળ કારણ છે, એના ટળી ગયા પછી જે રાગ–દ્વેષ થાય તે દીર્ઘ મસારનુ કારણ નથી. જ્ઞાનીને રાગ દ્વેષ થાય છે ત્યારે પણ શ્રદ્ધા અને જ્ઞાન તો નિર્મળ જ પરિણમે છે, એટલે રાગ-દ્વેષ વખતે પણ શ્રદ્ધા અને જ્ઞાન અપેક્ષાએ તો સ્વભાવ તરફનુ જ પરિણમન છે અને તેથી તેમને નિર્જરા છે. ચારિત્રનો જે અલ્પદોષ છે તે દોષનો પણ શ્રદ્ધામા સ્વીકાર નથી, જ્ઞાન તેને જાણે છે

પરવસ્તુનો સયોગ વિયોગ હુ કરી શકું છુ—એમ અજ્ઞાની માને છે, તેથી જેને પોતે ઇષ્ટ માને તેનો સયોગ કરવા માગે છે અને જેને પોતે અનિષ્ટ માને તેનો વિયોગ કરવા માગે છે, પરતુ પરવસ્તુનુ પરિણમન તો તે વસ્તુને જ આધીન છે તેથી તેના પરિણમનાનુસાર સયોગ-વિયોગ થયા કરે છે, આ જીવની ઇચ્છા મુજબ જ તેનુ પરિણમન થતુ નથી, અજ્ઞાની જીવ તેમા મફતનો રાગ દ્વેષ અને કર્તાબુદ્ધિ કરીને દુઃખી જ થાય છે.

જ્ઞાની એમ જાણે છે કે દરેક પદાર્થ સ્વતત્ર છે, કોઈ પણ પદાર્થને ફેરવવા હું સમર્થ નથી. આમ હોવાથી તેઓ

કોઈ પરવસ્તુને ઇષ્ટ-અનિષ્ટ માનતા નથી અને તેનો સયોગ વિયોગ હુ કરી શકું એમ માનતા નથી પરવસ્તુઓનું પરિણમન ગમે તેવું થાય તે રાગ દ્વેષનુ કારણુ નથી, આવા નિઃશંક-અભિપ્રાયના જોરે જ્ઞાનીના ઘણા રાગ દ્વેષ તો ટળી ગયા છે, અને જે અલ્પ રહ્યા છે તેને પણ પુરુષાર્થની જાગૃતિ વડે ક્ષણે ક્ષણે ટળતા જાય છે.

## (૨૭) મોક્ષમાર્ગી અને સંસારમાર્ગી

અજ્ઞાનીને અસયોગી આત્મસ્વભાવની ઓળખાણુ નહિ હોવાથી સયોગ ઉપર જ તેનુ લક્ષ છે અને સયોગને જાણતાં તેને ફેરવવાના અભિપ્રાયથી તે દુખી થાય છે, જ્ઞાનીને પોતાના અસંયોગી સ્વભાવ ઉપર દૃષ્ટિ છે, તેઓ સ્વભાવની નિઃશંકતા-પૂર્વક સંયોગોને જાણે છે પણુ તેનાથી લાભ નુકશાન થવાની શંકા કરતા નથી, તેથી તેઓને સ્વભાવના લક્ષે અંતરંગમા સમભાવ વર્તે છે જ્ઞાની પોતાના ગુણોની દૃષ્ટિ વડે અવગુણુને ટાળે છે. આમ જ્ઞાનીનુ ધણીપણું સ્વભાવમાં છે અને પર ઉપરથી તથા વિકાર ઉપરથી ધણીપણું છૂટી ગયુ છે અને અજ્ઞાનીનું ધણીપણું પર ઉપર તથા વિકાર ઉપર છે અને સ્વભાવને તે ભૂલી ગયો છે પહેલો જીવ મોક્ષમાર્ગે છે, બીજો સંસાર-માર્ગે છે આમ દૃષ્ટિ ફેરે જ સસાર-મોક્ષ છે, બહારની ક્રિયાથી કે સંયોગથી તેનું માપ નથી.

## (૨૮) પ્રભુતા

અવસ્થામા ભૂલ હોવા છતાં પોતાની સ્વરૂપ શકિતએ તો બધા આત્મા પ્રભુ છે પૂર્ણ છે. પોતાની સ્વરૂપશકિતની ઓળખાણુ કરીને ભૂલ ટાળશે તો તે પ્રગટ વીતરાગ થઈ જશે.

દરેક આત્મા કેવળજ્ઞાન કેલિના કંદ છે; કેવળજ્ઞાન ક્યાંથી પ્રગટે છે ? આત્મામાંથી જ પ્રગટે છે. જો આત્મામાં કેવળજ્ઞાન હોય તો તે પ્રગટે ને ? માટે દરેક આત્મામાં કેવળજ્ઞાન શક્તિ છે. શક્તિરૂપે દરેક આત્મામાં પૂર્ણ પ્રભુતા ત્રિકાળ છે, પોતાની શક્તિનો વિશ્વાસ અને એકાગ્રતા વડે પર્યાયમાં તે વ્યકત થઈ શકે છે. પોતાની પ્રભુતાને ભૂલ્યો તે જ પામરતા છે, અને પોતાની પ્રભુતાનું ભાન કર્યું તે જ પ્રભુતા પ્રગટવાનો ઉપાય છે.

વીર. સં. ૨૪૭૧ કારતક વદ ૦))

## (૨૯) જ્ઞાનસ્વભાવ જ ઇષ્ટ છે; પુણ્યથી આત્મા બંધાય છે.

ચારિત્ર મોહ નામની એક કર્મપ્રકૃતિ છે, તે તો જડ છે, પણ અજ્ઞાની જીવ સ્વભાવને ભૂલીને તે પ્રકૃતિના ઉદયમાં જોડાતાં પરવસ્તુને ઇષ્ટ-અનિષ્ટ માનીને રાગ-દ્વેષ કરે છે. આત્મા સ્વતંત્ર પદાર્થ છે, પરથી જુદો છે, આત્માનું સુખ આત્મામાં જ છે, આત્મા જ્ઞાનસ્વરૂપ છે, તેના જ્ઞાનમાં સર્વે પદાર્થો જણાવા યોગ્ય છે પણ જ્ઞાનને કોઈ પદાર્થ ઇષ્ટ કે અનિષ્ટ નથી. આવો જ્ઞાન-સ્વભાવ જ ઇષ્ટ છે તે ભૂલીને કષાય પાતળો પાડે તો પુણ્ય બાંધે એટલે કે પુણ્યબંધનથી આત્મા બંધાય પણ તેને આત્માનો ધર્મ પ્રગટે નહિ.

## (૩૦) સ્વતંત્ર પુરુષાર્થ

જે જીવે પર વસ્તુઓને વિકારનું કારણ માન્યું તેણે વિકાર ટાળવાનો પોતાનો સ્વતંત્ર પુરુષાર્થ માન્યો નહિ. કેમ

કે પર ચીજ વિકારનું કારણ માન્યું એટલે પર ચીજ દૂર થાય તો વિકાર ટળે એમ માન્યું, અને પર વસ્તુઓ તો સ્વતંત્ર હોવાથી તેને ટાળવી તે આત્માના હાથની વાત નથી વિકારનો પુરુષાર્થ પોતે સ્વતંત્રપણે કરે છે છતા તે સ્વીકારતો નથી. જો પોતાના સ્વાધીન પુરુષાર્થને સ્વીકારે તો પર તરફના લક્ષને છોડીને સ્વભાવનુ લક્ષ કરવાનો પ્રયત્ન કરે

વીર સં. ૨૪૭૧ માગશર સુદ ૧

## (૩૧) ઇચ્છા અને અભિપ્રાય

અજ્ઞાની જીવ પર પદાર્થોને હુ ફેરવી શકુ એમ માનીને તેને ફેરવવાનો ભાવ કરે છે તે જ તેની દૃષ્ટિની વિપરીતતા છે દૃષ્ટિની વિપરીતતા એટલે મૂળ માન્યતામા જ ભૂલ, તે સંસારનુ કારણ છે. જ્ઞાનીને પરથી ભિન્ન સ્વ સ્વભાવનુ ભાન છે અને સ્વભાવદૃષ્ટિમા ઇચ્છાનો પણ અભાવ છે, તેથી સ્વભાવદૃષ્ટિમા સંસારનો અભાવ છે, તે સ્વભાવદૃષ્ટિ જ મોક્ષનું કારણ છે સ્વભાવદૃષ્ટિ એટલે જેવો વસ્તુસ્વભાવ છે તેવી જ માન્યતા.

જ્ઞાનીને સ્વભાવના ભાન પછી પણ નીચલી ભૂમિકામાં ઇચ્છા થઈ જાય છે, પરંતુ તેઓને તે ઇચ્છાની કે પરવસ્તુની ભાવના નથી, તેમજ તે ઇચ્છામા, કે ઇચ્છા મુજબ પરદ્રવ્યનું પરિણમન થાય તેમાં તેઓ પોતાનુ સુખ માનતા નથી, ઇચ્છારહિત પોતાના જ્ઞાનભાવને જ સુખરૂપ જાણે છે-માને છે અને અનુભવે છે. અજ્ઞાની જીવને સ્વ પરના ભિન્નપણાનુ ભાન નથી તેથી ઇચ્છા થતા તે પોતાની ઇચ્છાનુસાર પરદ્રવ્યોને પરિણમાવવા માગે છે અને કોઈ વખતે ઇચ્છાનુસાર જો પરદ્રવ્યનુ પરિણમન સ્વયં થઈ જાય તો તેમાં તે પોતાનું સુખ માને

છે, એટલે સદાય ઇચ્છા અને પર પદાર્થની જ ભાવના રહે છે પણ ઇચ્છા અને પરના સંયોગરહિત જ્ઞાનસ્વભાવની ભાવના નથી–એ જ તેની દૃષ્ટિની મહા વિપરીતતા છે.

સમ્યગ્દર્શન પ્રગટ કર્યા પછી જ્ઞાનીને કદાચ લાખો વર્ષ સુધી ઇચ્છા રહ્યા કરે તોપણ તેમને દૃષ્ટિનો (શ્રદ્ધાનો-સમ્યગ્દર્શનનો–અભિપ્રાયનો) દોષ જરા પણ નથી, દૃષ્ટિમાં ઇચ્છાનો અભાવ છે. અને અજ્ઞાની જીવ કદાચ અંતર્મુહૂર્ત પછી સમજી જવાનો હોય તોપણ જ્યાં સુધી પર વસ્તુની ઇચ્છા કરે છે ત્યાં સુધી તો દૃષ્ટિનો જ દોષ છે. દૃષ્ટિનો દોષ ચાલુ રાખીને ઇચ્છાને ઘણી મંદ કરે તોપણ તેને સંસારની વૃદ્ધિ જ છે.

દાનના શુભ ભાવ થાય ત્યારે અજ્ઞાનીની દૃષ્ટિ પરવસ્તુ લેવા-દેવા ઉપર છે, તે તેની દૃષ્ટિની ભૂલ છે. જ્ઞાનીને દાનનો શુભભાવ થાય પણ તેઓ પરવસ્તુને ફેરવવાનું માનતા નથી, પણ પોતાના સ્વભાવની એકાગ્રતાવડે રાગ ટાળવાની ભાવના હોય છે. શુભભાવ વખતે અજ્ઞાનીને બાહ્યક્રિયાનો આગ્રહ છે અને જ્ઞાનીને શુભભાવ વખતે બાહ્યક્રિયા થાય કે ન થાય તેનો આગ્રહ નથી.

(૩૨)

## અંતરાય

લાભાંતરાય કર્મના ઉદયમાં જોડાયેલો અજ્ઞાની જીવ પરવસ્તુની પ્રાપ્તિ ઇચ્છે છે. જ્યાં પરવસ્તુને મેળવવાની ઇચ્છા થઈ ત્યાં જ તે લાભાંતરાયકર્મના ઉદયમાં જોડાઈ ગયો છે, તેથી સ્વભાવ તરફનો તેનો પુરુષાર્થ રોકાઈ ગયો છે. અજ્ઞાનીની દૃષ્ટિ પરાધીન હોવાથી તેનું લક્ષ પર ઉપર જ જાય છે તેથી તેને સ્વભાવ તરફના પુરુષાર્થમાં સદાય અંતરાય જ છે.

જ્ઞાનીની દૃષ્ટિ સ્વાધીન છે તેથી તે સ્વભાવના લક્ષે પુરુષાર્થ ઉપાડીને અલ્પકાળમા મુક્તદશા પ્રગટ કરે છે.

પ્રશ્ન:- લાભાંતરાય કર્મના ઉદયને લીધે ઇચ્છા મુજબ મળતુ નથી, પરતુ જો લાભાંતરાય કર્મના ઉદયમા ન જોડાય તો જેમ ઇચ્છે તેમ થાય ને ?

ઉત્તર- જ્યા કાંઈ મેળવવાની ઈચ્છા થઈ ત્યાં જ લાભાંતરાયના ઉદયમા જોડાઇ ગયો છે, જો અંતરાયકર્મના ઉદયમા ન જોડાય તો તેને ઇચ્છા જ ન હોઇ શકે, કેમકે જ્યારે અંતરાયકર્મના ઉદયમા ન જોડાણો ત્યારે તે પોતાના સ્વભાવમા જોડાણો અને સ્વભાવમા જોડાણો એટલે પરપદાર્થની ઈચ્છા જ ન રહી ત્યા પરવસ્તુનો સયોગ વિયોગ ગમે તેમ હો તેની સાથે અંતરાયનો સબધ નથી પ્રશ્ન તો ઊંધા તર્કથી હતો પણ તેનો ઉત્તર આ રીતે સ્વભાવથી સમજવાનો છે. પરલક્ષમા જોડાઈને વિકાર કર્યો ત્યાં કર્મનો ઉદય કહેવાયો અને સ્વલક્ષમાં ટકીને વિકાર ટાળ્યો ત્યા કર્મની નિર્જરા કહેવાણી.

## (૩૩) જ્ઞાનની નિર્મળતાનું માપ

જેમ જેમ ગુણસ્થાન વધતુ જાય છે તેમ તેમ સ્વ તરફના જ્ઞાનની શક્તિ વધતી જાય છે. કોઈ જીવ ચોથા ગુણસ્થાને હોય અને અવધિજ્ઞાની હોય અને કોઈ જીવ છઠ્ઠા ગુણસ્થાને હોય છતા મતિ-શ્રુતજ્ઞાન જ હોય, એ બનેમા પરને જાણવાની અપેક્ષાએ અવધિજ્ઞાનીને વધારે ઉઘાડ છે, પરંતુ આત્માને પકડવાની જ્ઞાનશક્તિ તો ચોથા કરતા છઠ્ઠા ગુણસ્થાનવાળાને વિશેષ છે ચોથા કરતા છઠ્ઠા ગુણસ્થાનનુ મતિ-શ્રુતજ્ઞાન વિશેષ નિર્મળ છે, અને એ જ્ઞાન જ કેવળજ્ઞાનનું કારણ છે. વધારે

પરપદાર્થોને જાણે માટે તે જ્ઞાન વિશેષ નિર્મળ એમ નથી, પણ આત્માને વિશેષ સ્પષ્ટપણે પકડે તે જ્ઞાન વિશેષ નિર્મળ છે અવધિ–મન પર્યયજ્ઞાન પરસન્મુખ છે, ઘણા પર પદાર્થોને જાણતા જાણતા કેવળજ્ઞાન થઈ જતુ નથી પણ મતિ–શ્રુતના નનુ સ્વસન્મુખ વળણ તે જ કેવળજ્ઞાનનો ઉપાય છે

વીર સં ૨૪૭૧ માગસર સુ ૪

## (૩૪) પરિપૂર્ણ, નિર્વિકાર, અસયોગી સ્વભાવ

હુ એક આત્મા પરિપૂર્ણ વસ્તુ છુ, મારો સ્વભાવ નિર્વિકાર અસયોગી સિદ્ધસમાન છે જીવ જ્યારે પોતાના પરિપૂર્ણ નિર્વિકાર, અસયોગી ચૈતન્ય સ્વભાવને ભૂલ્યો ત્યારે આઠ જડકર્મના નિમિત્તે થતી અપૂર્ણ અવસ્થા, વિકાર અને પરસયોગ તરફ તેની દૃષ્ટિ ગઈ અને ત્યા જ પોતાપણુ માન્યુ જ્ઞાનાવરણ–દર્શનાવરણ અને અતરાય કર્મના કારણે જ્ઞાન–દર્શન અને વીર્યમા અપૂર્ણતા મોહનીયના કારણે શ્રદ્ધા અને ચારિત્રમા ઊધાઈ અને ચાર અઘાતિ કર્મોના કારણે પર સામગ્રીનો સયોગ એ રીતે અપૂર્ણતા વિકાર અને સામગ્રી ઉપરની દૃષ્ટિ તે જ મિથ્યા દૃષ્ટિ છે, અને ચૈતન્યસ્વભાવ પોતાથી પરિપૂર્ણ, નિર્વિકાર અને પરસયોગરહિત છે એની શ્રદ્ધા–જ્ઞાન–ચારિત્ર તે જ સુખનો ઉપાય છે

જીવ પોતાના શુદ્ધ સ્વભાવને ભૂલ્યો તેમા જ આઠે પ્રકારના ભાવકર્મ આવી જાય છે અને એ ભાવકર્મ જ આત્માને દુખનુ કારણ છે જડકર્મો તો નિમિત્ત છે પોતાના સ્વભાવનો મહિમા ભૂલીને જડકર્મના નિમિત્તે થતી અપૂર્ણ અવસ્થા, વિકાર

અને પર સામગ્રી–તેની જ્ઞાનમા કિંમત ભાસી તે જ દુખ છે અને સ્વયમેવ પરિપૂર્ણ, નિર્વિકારી અને સામગ્રીના સગ વિનાનો એવો આત્મસ્વભાવ છે તેની જ્ઞાનમા કિંમત થતા, અપૂર્ણતા -વિકાર અને સામગ્રીનો મહિમા ટળી ગયો તે જ મુક્તિનો ઉપાય છે જ્ઞાનમા પોતાના સ્વભાવની કિંમત આવ્યા વગર જગે તેટલા ઉપાય કરે તે બધાય ખોટા જ છે આત્માનો સ્વભાવ ચૈતન્યમય, અચિંત્ય શક્તિરૂપ અને પોતાથી જ કૃતકૃત્ય છે-એને જાણે તો તેનો મહિમા આવે જેણે પોતાના સ્વભાવને જ પરિપૂર્ણ કૃતકૃત્ય જાણ્યો છે એવા જ્ઞાનીને અન્યભાવોથી શુ પ્રયોજન છે? જેણે પોતાના સ્વભાવને જ કૃતકૃત્ય જાણ્યો છે તેને કદી કોઈ અન્યભાવોનો મહિમા હોય જ નહિ

## (૩૫) રોગ જાણીને ટાળવાનો ઉપાય કર!

હે ભવ્ય! અનાદિથી આઠ કર્મના નિમિત્તે અપૂર્ણ અવસ્થા, વિકાર અને પરસામગ્રીમા આત્મબુદ્ધિ ધારણ કરીને તુ દુખી થઈ રહ્યો છે તારા અતરગમા તુ વિચારપૂર્વક જો કે એમ જ છે કે નહિ? વિચાર કરતા તો તને એમ જ પ્રતિભાસશે અને જો એમ જ છે તો તુ નિશ્ચયથી એમ માન કે મને અનાદિ સસાર રોગ છે અને તેના નાશનો મારે ઉપાય કરવો આવશ્યક છે એમ વિચારી તારા શુદ્ધ સ્વભાવની શ્રદ્ધા–જ્ઞાન વડે અનાદિની ભૂલ ટાળવાનો ઉપાય કર એમ કરવાથી તારુ કલ્યાણ થશે

—x—

બીજો અધ્યાય પુરો

❀ મોક્ષમાર્ગ પ્રકાશક  અધ્યાય ત્રીજો ❀

## (૩૬) મંગલાચરણ

જે નિજ ભાવ સદા સુખદ, નિજનો કરો પ્રકાશ;
જે બહુ વિધિ ભવ દુઃખતણી કરે છે સત્તા નાશ.

હે આત્મા! તારા સમ્યગ્દર્શન–જ્ઞાન ચારિત્રરૂપ નિર્મળ ભાવ સદા સુખરૂપ છે તે તારા સ્વભાવભાવને તું પ્રગટ કર. તારા તે ભાવ ઘણા પ્રકારના ભવદુઃખોની સત્તાનો નાશ કરે છે. અહીં સમ્યગ્દર્શનાદિ નિજભાવ પ્રગટાવવાની પ્રેરણા કરીને ગ્રંથકર્તાએ મંગળાચરણ કર્યું છે.

## (૩૭) દુઃખથી છૂટવાનો ઉપાય કોણ કરે?

સંસાર દુઃખથી છૂટવાનો ઉપાય જણાવતા પહેલા ગ્રંથકાર સંસારના દુઃખોનું સ્વરૂપ વર્ણવે છે. કેમ કે સંસારનું દુઃખ ભાસે અને મોક્ષદશાનું સુખ ભાસે તો સંસારદુઃખથી છૂટવાનો પ્રયત્ન કરે. પરંતુ સંસારની તીવ્ર રુચિવાળા જીવોને તો સંસારનું દુઃખ જ ભાસતું નથી. તેઓ તો સંસારમાં પણ પોતાને સુખી માની રહ્યા છે. એવા જીવોને સંસારથી છૂટવાનો ઉપાય ક્યાંથી રુચશે? નહિ. જ્યાં સુધી જીવને પોતાની વર્તમાન દશામાં દુઃખ ન ભાસે ત્યાં સુધી તે દુઃખથી છૂટવાનો પ્રયત્ન

કેમ કરે? દુઃખથી છૂટવાનો કોઈને કોઈ ઉપાય દરેક જીવ ક્ષણે ક્ષણે કરી રહ્યો છે. જો સંસારમાં પણ સુખ હોત તો જીવો સંસારથી છૂટવાનો ઉપાય શા માટે કરે?

### (૩૮) દુઃખ ટાળવા માટેના જીવના ઉપાયોમાં ભુલ અને સાચો ઉપાય

સંસારદશામાં જીવને દુઃખ છે તેથી તે દુઃખથી છૂટવાનો કોઈને કોઈ ઉપાય દરેક ક્ષણે કરે છે. અનાદિથી સ્વ-પરને ભિન્ન જાણતો નથી અને પર વસ્તુઓમાંથી સુખ લેવા માંગે છે, પરંતુ પરવસ્તુમાં આત્માનું સુખ નથી, તેથી ખોટા ઉપાયો વડે જીવનું દુઃખ ચાલુ જ રહે છે. સુખ તો પોતાના સ્વભાવમાં છે, તેને જાણે તો સુખ પ્રગટે અને દુઃખ ટળે.

સારો દૂધપાક ખાવામાં સુખ માન્યું હોય, પરંતુ અમુક દૂધપાક ખાધા પછી જીવ પોતે જ કંટાળીને ના પાડી દેશે. જો દૂધપાક ખાવામાં ખરેખર સુખ હોય તો તે સુખથી કોઈ છૂટે શા માટે? માટે દૂધપાક ખાવા તરફની જે વૃત્તિ છે તે દુઃખદાયક જ છે; છતાં તેમાં સુખ માનવું તે અજ્ઞાન છે. દૂધપાકની માફક, કોઈએ સૂઈ જવામાં સુખ માન્યું હોય પણ છ, આઠ કે દસ કલાક ઊંઘશે પછી તેને સૂઈ રહેવામાં કંટાળો આવશે. જો સુવામાં સુખ હોય તો તેનાથી કંટાળો કેમ આવે? કોઈને પ્રશંસા સાંભળવી ગમતી હોય પણ અમુક વખત પોતાના વખાણ સાંભળ્યા પછી તેને જ કંટાળો આવી જશે; કેમ કે એ બધા પર વિષયો છે, એમાં ક્યાંય સુખ છે જ નહિ. જો સંસારના કોઈ પણ પર વિષયોમાં સુખ હોત તો જીવ પોતાના જ્ઞાનનો ઉપયોગ ત્યાંથી ફેરવત શા માટે?

જ્યાં સુખ હોય ત્યાંથી કોઈ છૂટવા માંગે નહિ. સંસારના કોઈ પણ પર વિષયમાં સુખ નથી તેથી જ ત્યાંથી ઉપયોગને ફેરવે છે અને એક જ્ઞેયથી બીજા જ્ઞેય ઉપર વારંવાર ઉપયોગને ભમાવ્યા કરે છે. સંસારના કોઈ કાર્યમાં (-પરવિષયમાં) જીવનો ઉપયોગ લાંબો કાળ ટકી શકશે નહિ.

સાચું સુખ આત્મામાં છે, તેમાં અંશ માત્ર દુઃખ નથી. આત્મામાં જ્ઞાનનો ઉપયોગ સ્થિર-એકાગ્ર થતાં સુખનું વેદન થાય છે, તેથી જીવ પોતાના ઉપયોગને ત્યાંથી અન્યત્ર ફેરવવા માંગતો નથી. જ્યારે ઉપયોગને આત્મામાં સ્થિર કર્યો ત્યારે બધા પર વિષયોનું લક્ષ છૂટી ગયું હોવા છતાં સુખનો અનુભવ થાય છે, કેમ કે આત્માનો સ્વભાવ જ સ્વયં સુખરૂપે છે અને તે સુખ સર્વ પરપદાર્થોથી નિરપેક્ષ છે.

જીવ અનાદિથી સ્વવિષયને જાણતો નથી તેથી પર વિષયોમાં જ ઉપયોગને ભમાવ્યા કરે છે અને દુઃખી થાય છે. કોઈ પણ પરવસ્તુ ઉપર લક્ષ જાય ત્યાં કંટાળો આવી જાય છે તેથી ઉપયોગને ત્યાંથી ફેરવીને ફરી પાછો બીજી પરવસ્તુમાં જોડે છે, અને એ પર વિષયોવડે દુઃખ દૂર કરવા માંગે છે. પણ ઉપયોગને ક્યાં થંભાવવાથી આકુળતા ટળીને સુખ ઊપજે તેનું ભાન નહિ હોવાથી તે સુખનો સાચો ઉપાય કરતો નથી.

પર વસ્તુમાં જ્ઞાનનો ઉપયોગ મૂકે છે ત્યાં ભંગ પડે છે, મનના વિચારથી પણ થોડી વારમાં કંટાળીને ઉપયોગને બીજામાં જોડે છે, તેથી સિદ્ધ થાય છે કે મનના અવલંબનથી પણ જીવ છૂટવા તો માગે છે, મનના અવલંબને થતા ભાવમાં પણ સુખ [illegible]ી. પરંતુ જીવને મનના અવલંબનરહિત સ્વવસ્તુનું ભાન નથી

તેથી પાછો પરવસ્તુમા જ ઉપયોગને જોડે છે એવો કયો પદાર્થ છે કે જ્યા ઉપયોગને થભાવીને એકાગ્ર થવાથી આકુળતા ન રહે અને ઉપયોગ ત્યાથી ખસે નહિ, અને કદાચ અસ્થિરતા-પૂરતો ખસી જાય તોપણ ફરીને ત્યા એકાગ્રતા કરીને જ્ઞાન અને સુખની પૂર્ણતા કરી શકાય?—એવા નિજ પદાર્થના સ્વરૂપની અજ્ઞાનીને ખબર નથી, તેથી સસાર તરફના ઉપયોગને વારવાર ફેરવ્યા કરે છે અને અનેક પ્રકારે આકુળતાજન્ય દુખ જ ભોગવ્યા કરે છે

કહેવાય છે કે એડીસન નામનો માણસ ફોનોગ્રાફની શોધના વિચારમા સુખ માનીને ત્રણ દિવસ સુધી તે સબધી વિચારમા એકાગ્ર રહ્યો હતો પણ ચોથે દિવસે તો તે વિચારની એકાગ્રતાથી પાછો ખસી ગયો કેમ કે પરલક્ષે એકાગ્ર થયો હતો (અહીં સ્થૂળપણે દ્રષ્ટાત છે ખરેખર છદ્મસ્થ જીવનો ઉપયોગ કોઈ એક વિષયમા અતર્મુહૂર્ત કરતા વધારે વખત ટકી શકતો નથી ) પરલક્ષે એકાગ્ર થયો તે કયા સુધી રહેશે ? પરલક્ષે જે વિચાર આવે છે તે આત્માનુ સ્વરૂપ નથી દુઃખથી આત્મા છૂટવા માગે છે પણ સસાર તરફના ઉપયોગથી છૂટીને સ્વમા એકાગ્રતા કરવાની ખબર નથી પરને જાણવાની ઇચ્છા તે પણ દુખ છે જો સ્વ સ્વભાવને જાણીને ત્યા ઉપયોગને એકાગ્ર કરે તો અતર્મુહૂર્તમા કેવળજ્ઞાન થઈ જાય અને જ્ઞાન પૂર્ણ થતા જાણવાની આકુળતા ટળે, સુખ થાય

અહીં મુખ્યપણે એ સિદ્ધાત સમજાવ્યો છે કે આત્મા પોતાના ઉપયોગ સિવાય પરમાં તો કાઇ પણ કરી શકતો નથી, કા તો સ્વભાવ તરફનો શુદ્ધ ઉપયોગ કરે અને કા તો

સ્વભાવને ભૂલીને પર તરફનો અશુદ્ધ ઉપયોગ કરે. ઉપયોગ સિવાય બીજું કાંઈ આત્મા કદી કરી શકતો નથી. અજ્ઞાની પર પદાર્થ તરફ ઉપયોગ ફેરવે છે ત્યાં તેની માન્યતામાં પણ ઊંધાઈ છે. 'આ પર પદાર્થ અનિષ્ટ છે' એમ સામી વસ્તુને ખરાબ માનીને તે તરફથી ઉપયોગને અજ્ઞાની જીવ ફેરવી લ્યે છે, અને 'આ પર પદાર્થ ઇષ્ટ છે' એમ સામી વસ્તુને ઇષ્ટ માનીને તે તરફ ઉપયોગ જોડે છે. એ રીતે અજ્ઞાની જીવ પર દ્રવ્યને જાણતાં તેને જ ઇષ્ટ અનિષ્ટ માનીને પોતાના ઉપયોગની સાથે રાગ-દ્વેષ પણ એકમેકપણે કરે છે. ભગવાન ઇષ્ટ અને સ્ત્રી અનિષ્ટ એવી માન્યતા તે પણ મિથ્યાત્વ છે. જ્ઞાની જીવો કદી કોઈ પર દ્રવ્યને ઇષ્ટ માનીને રાગ કરતા નથી તેમ જ કોઈ પર દ્રવ્યને અનિષ્ટ માનીને દ્વેષ કરતા નથી. પોતાના પુરૂષાર્થની નબળાઈથી જે રાગ-દ્વેષ થઈ જાય તેને પણ તે પોતાનું સ્વરૂપ માનતા નથી એટલે તેઓ સદા ઉપયોગને રાગાદિ વિકારથી ભિન્નપણે અનુભવે છે. આવું ભેદજ્ઞાન જ સુખનું મૂળ છે.

આત્માના સ્વરૂપમાં રાગાદિ છે નહિ, પરવસ્તુઓ રાગનું કારણ નથી અને રાગ થાય તે ચૈતન્ય ઉપયોગથી ભિન્ન છે —આવી વીતરાગી ચૈતન્ય દ્રષ્ટિમાં રાગાદિ કેટલો વખત ટકી શકે? ક્ષણે ક્ષણે રાગાદિ ટળતાં જ જાય છે. અજ્ઞાની જીવ પોતાના સ્વભાવને ન જાણતાં પરવસ્તુને ભલી બૂરી માને છે, તેને રાગ-દ્વેષનું કારણ માને છે, અને તે રાગાદિને પોતાનું કર્તવ્ય માને છે; તેને એવી ઊંધી દ્રષ્ટિમાં નિરંતર રાગ-દ્વેષની [illegible]ત્તિ છે. આ રીતે જ્ઞાની અને અજ્ઞાનીના રાગ-દ્વેષમાં [illegible] આંતરો છે.

જીવ પર તરફના અશુદ્ધ ઉપયોગને છોડીને પોતાના સ્વભાવ તરફનો શુદ્ધોપયોગ કરે તો તેને દુખ ટળી સુખ પ્રગટે, અર્થાત્ અનાદિથી સ્વભાવને ભૂલીને જે મિથ્યાદર્શન, મિથ્યાજ્ઞાન અને મિથ્યાચારિત્રનુ સેવન કરે છે તે છોડીને પોતાના સ્વભાવની સાચી શ્રદ્ધા, સાચું જ્ઞાન અનેસાચુ ચારિત્ર પ્રગટ કરે તો તેના અનાદિ સસાર દુખનો અત આવે અને અવિનાશી મોક્ષ સુખ પ્રગટે. માટે આત્માર્થિઓએ સર્વ ઉદ્યમપૂર્વક એનો જ પ્રયત્ન કરવો જરૂરી છે,

(૩૯) **મિથ્યાત્વ**

પોતાના આત્મસ્વરૂપ સબધી ભૂલનું મૂળ મિથ્યાત્વ જ છે અધૂરાજ્ઞાનને કારણે એ ભૂલ નથી, પણ મિથ્યા માન્યતાના કારણે જ ભૂલ છે અને એ ભૂલના નિમિત્તે અન્ય ગુણો વિકારી થઈ રહ્યા છે બધા બધમા મૂળ કારણ મિથ્યાત્વ જ છે અને બધા બધોમા સૌથી પહેલા મિથ્યાત્વ જ ટળે છે, મિથ્યાત્વ ટળ્યા પછી અન્ય બધનો અલ્પકાળે ટળી ગયા વગર રહેતા નથી. જ્યા સુધી મિથ્યાત્વ હોય ત્યાસુધી અન્ય કોઈ બધન ટળી શકે જ નહિ માટે સૌથી પહેલાં આત્મસ્વરૂપની ઓળખાણ વડે એ મિથ્યાત્વને ટાળવુ જોઈએ. બાહ્ય ત્યાગથી કે શુભભાવ કરવાથી મિથ્યાત્વ ટળી જતુ નથી પણ સાચી શ્રદ્ધાથી (સમ્યગ્દર્શનથી) જ ટળે છે

વીર સ ૨૪૭૨ માગશર સુદ ૭

(૪૦) **જ્ઞાનીની અને અજ્ઞાનીની ભાવના**

પોતાના પરિપૂર્ણ સ્વભાવની ઓળખાણ નહિ હોવાથી મિથ્યાદૃષ્ટિની ઇચ્છા પરમા લબાય છે તેથી તેની ઇચ્છા ક્યાંય

મર્યાદાને પામતી નથી પૂર્ણ સ્વભાવની ભાવના ભૂલ્યો એટલે પરમાં પણ પૂરી ભાવના કરે છે-પરવિષયોની તેને મર્યાદા નથી જ્ઞાનીને પોતાના પરિપૂર્ણ સ્વભાવનું ભાન થયું છે, અને એ સ્વભાવમાં જ સંતોષ છે તેથી પરવિષયોનું ગ્રહણ કરવાની ભાવના વિરામ પામી ગઈ છે જ્ઞાની ધર્માત્માને ચક્રવર્તીરાજ અને હજારો સ્ત્રી વગેરેનો સંયોગ હોય અને રાગ હોય છતાં પણ કોઈ પરવિષયોને ગ્રહણ કરવાની ભાવના નથી અને તે વિષયોમાં સુખની કલ્પના કરતા નથી પોતાના જ્ઞાનસ્વભાવને પુર્ણ કરીને રાગ ટાળવાની ભાવના જ્ઞાનીને હોય છે જ્યાં સ્વ ભાવને જ પૂરો જાણ્યો છે અને તેની જ રુચિ કરી છે ત્યાં જ્ઞાનીને અન્ય કોઈ પદાર્થની ભાવના કેમ હોઈ શકે? અજ્ઞાનીને પોતાના ત્રણકાળ ત્રણલોકને જાણનાર પુર્ણ જ્ઞાનસ્વભાવની પ્રતીતિ ન થઈ એટલે તેને પર વિષયોની રુચિ થઈ તેથી તેણે ત્રણકાળના પર પદાર્થોનું ગ્રહણ કરવાની ઈચ્છા પડી છે જ્ઞાનીને પર વસ્તુનું ગ્રહણ કરવાની ઇચ્છા હોતી નથી પણ જ્ઞાનમૂર્તિ પવિત્ર શુદ્ધ આત્મસ્વરૂપના ભાનમાં પોતાની પુર્ણ નિર્મળ આત્મપર્યાયને પ્રગટ કરવાની ભાવના છે, પુણ્યની પણ ભાવના તેમને નથી જ્ઞાની પોતાના શુદ્ધસ્વભાવનું ભાન અને ભાવનાને ટકાવીને, નીચલી દશામાં રાગ-દ્વેષમાં પુરુષાર્થની નબળાઈથી જોડાય છે પણ રાગ-દ્વેષ રાખું કે વિષયોને ગ્રહણ કરું એવી ભાવના તેમને નથી, રાગ દ્વેષ થાય તે વખતે પણ દ્રવ્યમાં તેને ટાળવાનું સામર્થ્ય ભરેલું છે—એમ દ્રવ્યની પ્રતીત છે અને તેની [illegible] છે તેથી તેમની ભાવના રાગ-દ્વેષમાં લબાતી નથી પણ

રાગ-દ્વેષ રહિત શુદ્ધસ્વભાવમાં જ ભાવના લંબાય છે, અને એ સ્વભાવની ભાવનાના જોરે રાગ-દ્વેષનો ક્ષય થઈ જાય છે.

અજ્ઞાનીને રાગ-દ્વેષ થાય તે વખતે જ તેને ટાળવાના સામર્થ્યની પ્રતીત નથી તેથી તે એકાકારપણે રાગ-દ્વેષની જ ભાવના કરે છે અને સર્વે પર દ્રવ્યોનું ગ્રહણ કરવા ઇચ્છે છે, જ્ઞાની-અજ્ઞાનીની ભાવનામા આ મૂળનું અંતર છે. જ્ઞાની સ્વ-પદાર્થની ભાવના અને એકાગ્રતાના જોરે પૂર્ણ થઇ જાય છે અને અજ્ઞાની પર પદાર્થની ભાવનાના જોરે સ્વપદાર્થનો અનાદર કરીને મૂઢ-જડ જેવો-થઈ જાય છે. જેને જેની રુચિ અને ભાવના તે તરફ તેનુ પરિણમન થાય. જ્ઞાનીને સ્વભાવની રુચિ હોવાથી સ્વભાવદશારૂપ પરિણમન થાય છે અને અજ્ઞાનીને વિકારની રુચિ હોવાથી તેનુ પરિણમન વિકારદશારૂપ જ થાય છે.

આત્મા ચૈતન્ય સ્વરૂપ અરૂપી વસ્તુ છે, પરપદાર્થોથી તે ભિન્ન છે-જુદો છે કોઈ પર પદાર્થોને તે ગ્રહતો કે છોડતો નથી માત્ર પરને હું ગ્રહી શકુ અને છોડી શકુ એમ માને છે, પણ તે ઊંધી માન્યતા છે જ્યાસુધી પરનુ ગ્રહણ-ત્યાગ કરી શકુ એવી માન્યતા હોય ત્યાસુધી તેને પર પદાર્થો પ્રત્યેનો રાગ-દ્વેષ ટળે જ નહિ અને પરનું ગ્રહણ કે ત્યાગ કરવાની ઇચ્છા અટકે નહિ. આ તો બાહ્ય પદાર્થોની સ્થૂળ વાત છે. ખરેખર આત્માની પર્યાયમાં જે શુભભાવ થાય તેને પણ જે રાખવા જેવો માને છે તેને ત્રણેકાળના વિષયોનુ ગ્રહણ કરવાની ભાવના છે. પુણ્યનું ફળ જડનો સયોગ છે તેથી જેને પુણ્યની ઇચ્છા છે તેને જડની ઇચ્છા છે અને જેને એક જડ પદાર્થની ઇચ્છા છે તેને એવા બધાય પદાર્થોની ઇચ્છા

અવ્યક્તપણે પડી જ છે;–પછી ભલે એવો જીવ પંચમહાવ્રત પાળતો હોય, ગમે તેવો ત્યાગી હોય અને ગમે તેવી મર્યાદા બાંધી હોય પરંતુ તેની ઊંધી માન્યતામાં ત્રણેકાળના વિષયોનું સેવન છે.

અહો! પોતાનો પૂરો સ્વભાવ છે, સર્વ પ્રકારે પરિપૂર્ણ સ્વભાવ છે તેનું માહાત્મ્ય જીવને ન આવ્યું! પોતે પાત્ર થઈને જ્ઞાનીઓ પાસેથી પોતાના સ્વભાવને યથાર્થપણે જાણે તો તેને પોતાનો મહિમા આવે, અને પોતાનો મહિમા આવતાં પરનો મહિમા સહેજે ટળે. જીવે પોતાના સ્વભાવનો મહિમા ન જાણ્યો એટલે પરની ભાવના કરી. જેને જેની ભાવના હોય તેમાં તે પૂર્ણની જ ભાવના કરે છે. પૈસાની રુચિવાળો પૈસાની ભાવનાની હદ બાંધતો નથી. પણ જેટલા મળે તેટલા બધાય મેળવવાની ભાવના કરે છે. તેમ જેણે પોતાના પૂરા સ્વભાવને જાણ્યો છે તે તેનો જ મહિમા લાવીને પૂર્ણતા પ્રગટ કરવાની ભાવના કરીને પૂર્ણ સિદ્ધ થાય છે. અને તે સ્વ સ્વભાવને જેણે ન જાણ્યો તે પરની ભાવના વડે પર પદાર્થો મેળવવા ચાહે છે. પણ પર પદાર્થો મેળવવા તે પોતાના હાથની વાત નથી કોઈ પર પદાર્થોને જીવ લઈ શકતો જ નથી; તેથી પરનું ગ્રહણ કરવાની ઊંધી ભાવનાવડે જીવ પોતાની શક્તિ હારી જાય છે અને તેના ફળરૂપે નિગોદદશા થાય છે.

અજ્ઞાનીનો વિષય જ રાગ છે, રાગને રાખવા જેવો માન્યો એટલે રાગના વિષયભૂત પર પદાર્થોને પણ રાખવા માગે છે. એ રીતે અજ્ઞાની જીવ વિકાર અને પર દ્રવ્યો સાથે સંબંધ ચાલુ રાખવા માગે છે પણ અસંયોગી જ્ઞાન સ્વભાવના લક્ષે તે

સબધ તોડનો નથી. જ્ઞાનીઓએ સ્વભાવ સાથે એકતા પ્રગટ કરીને વિકાર અને પર વસ્તુઓ સાથેનો સબધ તોડી નાખ્યો છે જ્ઞાનીને પોતાના જ્ઞાતા—ચિદાનદ સ્વરૂપનુ ભાન છે અને દૃષ્ટિમા એ સ્વભાવ જ આદરણીય છે, પર વિષયો કદી પણ આદરણીય નથી, તેમને અનતાનુબધી રાગ-દ્વેષનો તો અભાવ થયો છે, હવે જે અલ્પ રાગદ્વેષ રહ્યો છે તેમા પણ પરદ્રવ્યોનુ ગ્રહણ કે ત્યાગ કરવાનુ તો માનતા જ નથી

કોઈ જ્ઞાનીઓ હજારો સ્ત્રીઓના સયોગને ભોગવતા દેખાય, પરતુ જડ સ્પર્શ અને એ પ્રત્યેનો રાગ એ બનેને ખરેખર તેઓ ભોગવતા નથી પણ પોતાના અસ્પર્શી જ્ઞાન ભાવને જ ભોગવે છે જે રાગ છે તેને દોષ તરીકે જાણી લ્યે છે આ ખાલી ભાવના નથી પણ પોતે સ્વભાવમા અશે પરિણમીને પૂર્ણની ભાવના કરે છે અજ્ઞાની જીવ સ્પર્શને અને તે પ્રત્યેના રાગને ભોગવવાનુ માને છે, જેને એક પણ સ્પર્શને ભોગવવાની ભાવના છે તેને ત્રણે કાળના સ્પર્શને ભોગવવાની ભાવના છે, કેમ કે તેની દૃષ્ટિ જ અસ્પર્શી આત્માને ભૂલીને સ્પર્શ ઉપર ગઈ છે

અજ્ઞાની જીવ ' આ સ્પર્શ ભોગવવા યોગ્ય છે ' એમ જડ સ્પર્શને ભોગવવાનુ માને છે, તેથી તેનો પુરુષાર્થ સ્પર્શાદિ પર દ્રવ્યો પ્રત્યેના રાગમા જ અટકી ગયો છે પણ પોતાના સ્વ-ભાવ તરફ તે પુરુષાર્થને વાળતો નથી જ્ઞાની જીવ ' પર સ્પર્શને હુ ભોગવી જ શકતો નથી ' એમ માને છે, તેથી સ્પર્શાદિ પરદ્રવ્યો પ્રત્યેના રાગ તરફના પુરુષાર્થનું જોર તૂટી ગયુ છે અને પોતાના સ્વભાવ તરફની ભાવના વડે પુરુષાર્થ સ્વ તરફ વળ્યો છે,

અજ્ઞાનીને સ્વભાવની રુચિ છૂટીને સ્પર્શની રુચિ છે, તેથી બાહ્યમા તે સર્વસ્વ ત્યાગી દેખાતો હોય તોપણ અતરગમા રાગની અને રાગના ફળની રુચિ હોવાથી તે જ વખતે ત્રણ લોકના વિષયોને ભોગવવાનો અભિપ્રાય રહેલો છે જ્ઞાનીને એક આત્મસ્વભાવની જ રુચિ છે, તેને બાહ્યમા છ ખડના રાજપાટનો સયોગ હોવા છતા રુચિમા તો તે સર્વથી અલિપ્ત જ છે, તેની રુચિ કોઈ પર દ્રવ્યમા ફસાતી નથી. પુરુષાર્થની નબળાઈમા જ્ઞાનીને પણ આસક્તિ હોય પરતુ પરને ભોગવવાની ભાવના નથી, રાગની પણ ભાવના નથી

શ્રી વીતરાગની વાણીનુ શ્રવણ એ પણ પર વિષય છે અને સ્ત્રી એ પણ પર વિષય છે, જ્ઞાનીને કોઈ પર વિષયની રુચિ નથી વીતરાગની વાણીના શ્રવણની પણ જ્ઞાનીને ભાવના નથી અશુભરાગ ટાળતા શુભરાગ આવે અને વીતરાગની વાણીનુ શ્રવણ કરે, છતા તે વખતે ભાવના એવી છે કે આ શુભરાગ અને વાણીનુ લક્ષ છોડીને સ્વભાવના લક્ષે ઠરુ અજ્ઞાની જીવ સ્ત્રીને ખરાબ અને ભગવાનની વાણીને સારી માનીને પર વિષયમા બે ભેદ પાડે છે પરતુ મારા સ્વભાવથી બધાય પર વિષયો ભિન્ન છે એમ તે સ્વ પરનો ભેદ જાણતો નથી અજ્ઞાનીને શ્રવણની અને તેના રાગની ભાવના છે, જેને વીતરાગની વાણી પણ શ્રવણ કરવાની રુચિ છે, તેને સદાય પર વિષયના અવલબનની ભાવના છે પણ પર વિષયથી ખસીને સ્વરૂપનુ લક્ષ કરવાની ભાવના નથી. જ્ઞાનીને આત્મસ્વરૂપનુ લક્ષ છે, તેથી વીતરાગની વાણી સાભળવાની રુચિ નથી

મૂળ બે દિશા છે–કા તો આત્મસ્વભાવનુ મુખ્યપણું અને કા તો વિષયોનુ મુખ્યપણુ પર પદાર્થોને જાણુ તો મારુ જ્ઞાન

અને સુખ પ્રગટે એવી અજ્ઞાનીની માન્યતા છે અને તેથી તેને સદાય વિષયોનું જ મુખ્યપણું છે. જ્ઞાનીને એવી ભાવના છે કે અંતરસ્વભાવમાં એકાગ્ર થાઉં તો જ્ઞાન અને સુખ પ્રગટે; તેથી તેને સદાય સ્વભાવનું મુખ્યપણું છે.

પોતાના જ્ઞાનમાં ત્રિકાળી આત્મસ્વભાવનું મુખ્યપણું તથા વિકારાદિનું ગૌણપણું કરવું તે સમ્યગ્જ્ઞાન છે અને પોતાના જ્ઞાનમાં વિકારાદિનું મુખ્યપણું કરવું તથા શુદ્ધ સ્વભાવને ભૂલી જવો તે અજ્ઞાન છે.

વીર સં. ૨૪૭૧ માગશર સુદ ૮

## (૪૧) ઈચ્છા ટાળવા માટે જ્ઞાની અને અજ્ઞાનીની માન્યતામાં રહેલો મોટો ફેરફાર

અજ્ઞાની એમ માને છે કે મને જે કાંઈ ઈચ્છા થાય છે તે ઈચ્છાનું દુઃખ પર વસ્તુનું ગ્રહણ કરતાં ટળી જશે. જે પરવસ્તુના લક્ષે ઈચ્છા થાય છે તે પરવસ્તુનું ગ્રહણ કરું તો મારી ઈચ્છા ટળી જશે અને શાંતિ થશે-એટલે કે ઈચ્છારૂપી અગ્નિમાં પરને ગ્રહણ કરવાની આકુળતારૂપી લાકડાં હોમવાથી તે (ઈચ્છારૂપી અગ્નિ) શાંત થશે-એવા પ્રકારની માન્યતાથી અજ્ઞાની જીવ પર વિષયો મેળવવા માંગે છે.

હવે, પ્રથમ તો પરવસ્તુનું ગ્રહણ જ પોતે કરી શકતો નથી; પરવસ્તુનો વિયોગ તે ઈચ્છાનું કારણ અને પરવસ્તુનો સંયોગ તે ઈચ્છા ટાળવાનું કારણ એમ અજ્ઞાનીએ પરાધીનતા માની છે. પરંતુ પોતાના સ્વભાવની એકાગ્રતા ચૂકયો તેથી ઈચ્છા થઈ અને સ્વભાવની એકાગ્રતા કરું તો ઇચ્છા ટળે અને

સુખ થાય–એમ નહિ માનતો હોવાથી અજ્ઞાનીના બધા ઉપાય ખોટા છે

જ્ઞાનીને ઈચ્છા થાય ત્યારે તેઓ પર વિષયોના ગ્રહણ વડે તે દૂર કરી શકાય એમ માનતા નથી પર વિષયના લક્ષે તો ઈચ્છા ઊલટી વધે છે હું મારા સ્વરૂપની એકાગ્રતા ચૂકયો તેથી ઈચ્છા થઈ છે માટે તે ઈચ્છા દૂર કરવાનો ઉપાય જ્ઞાનની તીવ્રતા કરીને સ્વભાવમા એકાગ્રતા કરવી તે જ છે સ્વભાવમા એકાગ્ર થઉ તો ઈચ્છા તૂટી જાય અને વિષયોનુ લક્ષ પણ છૂટી જાય આવા ભાનપૂર્વક સ્વભાવની એકાગ્રતાના જોરે જ્ઞાનીઓ ઈચ્છાને તોડી નાખે છે અજ્ઞાનીને કદી ઈચ્છાની લાગ તૂટતી નથી

અજ્ઞાની જીવ ઈચ્છાની પૂર્ણતા ઇન્દ્રિયોના વિષયો દ્વારા થશે–એમ માનતો હોવાથી તે ઇન્દ્રિયોને પૂષ્ટ કરવા માગે છે, કેમકે તે એમ માને છે કે જો ઇન્દ્રિયો શિથિલ હશે તો વિષયોનુ બરાબર ગ્રહણ નહિ થાય. આખ મોળી હશે તો દેખાશે નહિ અને ભગવાનના દર્શન તથા શાસ્ત્ર વાચન નહિ થઈ શકે, કાન મોળા હશે તો વ્યાખ્યાન વગેરે સાભળી શકાશે નહિ ઈત્યાદિ પ્રકારે માનીને અજ્ઞાની જીવ પર વિષય ગ્રહણની ભાવનાથી ઇન્દ્રિયોને સદાય પૂષ્ટ કરવા માગે છે અને એ વડે વિષય ગ્રહણ કરીને ઈચ્છા શાત થશે એમ તે માને છે પરતુ તેની એ માન્યતાથી તો ઉલટી વિષય ગ્રહણની ઈચ્છા વધતી જ જાય છે

જ્ઞાની એમ માને છે કે મારા જ્ઞાનની તીવ્રતા વધારૂ તો આ ઈચ્છા ટળી જાય એ રીતે તેઓ ઈચ્છા ટાળવાનો

ઉપાય પર વિષયોને નહિ માનતા હોવાથી, પણ જ્ઞાનસ્વભાવની એકાગ્રતાને જ ઉપાય માનતા હોવાથી જ્ઞાનની તીવ્રતા કરવા માગે છે, અને જ્ઞાનની તીવ્રતાના જોરે વિષયની ઈચ્છા તોડી નાખે છે. પર વિષયોનું ગ્રહણ કરવું તેને ઈચ્છા ટાળવાનો ઉપાય જ્ઞાનીઓ માનતા નથી તેથી 'ઇન્દ્રિયો પુષ્ટ હોય તો વિષય ગ્રહણ બરાબર થઈ શકશે માટે ઇન્દ્રિયોને પુષ્ટ રાખું' એવી ભાવના જ્ઞાનીને કદાપિ હોતી નથી. પણ 'ભલે ઇન્દ્રિયો શિથિલ થતી હોય તો શિથિલ થાવ, ઇંદ્રિયો શિથિલ થવા છતાં હું મારા સ્વભાવની પુષ્ટિ કરીને ઇચ્છા તોડીને શાંતિ પ્રગટ કરી શકું છું' એવા ભાનમા તેમને સ્વભાવની પુષ્ટિની ભાવના હોય છે

અજ્ઞાની જીવ વિષયોના ગ્રહણદ્વારા ઈચ્છાને શાંત કરવા માંગે છે એટલે ઇન્દ્રિયો પુષ્ટ રહે તો વિષયો ગ્રહણ કરવાની શક્તિ વધે એમ માનીને અનેક ઉપાયોવડે ઇન્દ્રિયોની પુષ્ટિ કરવા માગે છે. હવે ઇન્દ્રિયોદ્વારા પ્રવર્તતુ જ્ઞાન તો પોતાને સન્મુખ થયેલા વિષયોનુ જ કિંચિત્ ગ્રહણ કરી શકે છે, તેથી અજ્ઞાની અનેક ઉપાયો કરીને ઇંદ્રિયોનો અને તેના વિષયોનો સંયોગ કરવા માંગે છે, અને તેથી ઈચ્છાને શાંત કરવા માટે ઇન્દ્રિયોની પુષ્ટિ, પર વિષયોનો સંયોગ અને તેનો ભોગવટો કરવા માગે છે. એ ઉપાયોથી તો ઊલટી આકુળતા વધે છે પરંતુ તે મૂઢ જીવની દૃષ્ટિ પર ઉપર જ છે, વિષયોના સેવનની ભાવનામાં આત્માના વિચારનુ ટાણું જ તે રાખતો નથી. જો અરે પણ આત્મા તરફ વિચાર લંબાવીને જુએ તો તેને ખ્યાલ આવે કે જેમ જેમ હું પરવિષયો મેળવવાની અને

તેને ભોગવવાની ભાવના કરું છું તેમ તેમ ઇચ્છા શાંત થતી નથી પણ ઊલ્ટી વધતી જાય છે, માટે ઇચ્છાને શાંત કરવાનો ઉપાય વિષયોનું ગ્રહણ નથી પણ કાંઈક બીજો ઉપાય છે

જ્ઞાની એમ સમજે છે કે ઇન્દ્રિયોના વિષય સન્મુખ થવાથી મને આ ઇચ્છા થઈ છે, હું આત્મસન્મુખ થઉં તો એ ઇચ્છા ટળી જાય સંયોગ હો કે ન હો અને ઇન્દ્રિયો પણ હો કે ન હો—તેને આધીન મારી ઇચ્છા શાંત થતી નથી આવી ભાવનાને લીધે જ્ઞાનીને ઇન્દ્રિય, ઇન્દ્રિયના વિષયો અને તે પ્રત્યેનો રાગ એ બધાની ભાવના હોતી નથી પણ એક આત્મસ્વભાવની એકાગ્રતાની ભાવના હોય છે, છતાં, જ્ઞાનીને સંયોગો હોય અને આસક્તિનો રાગ પણ હોય, પરંતુ તેમને કોઈ પર વસ્તુને ભોગવવાની ભાવના હોતી નથી—રુચિ હોતી નથી આસક્તિનો રાગ હોવો તે વર્તમાન પુરતો અલ્પ દોષ છે પણ તેમાં અભિપ્રાયનો દોષ નથી અને પરની રુચિ હોવી તે મહાન દોષ છે, તેમાં તો અભિપ્રાયની જ ભૂલ છે

અજ્ઞાનીને જ્યારે ઇચ્છા થઈ ત્યારે તેણે તે ઇચ્છાને જાણી અને પર વિષયોને પણ જાણ્યા પરંતુ તે વખતે ઇચ્છા અને પર વસ્તુથી ભિન્ન એવા પોતાના જ્ઞાનસ્વભાવની એકતાપૂર્વક જ્ઞાન કરવું જોઈએ તેને બદલે સ્વભાવને ભૂલીને ઇચ્છામાં અને પર વિષયોમાં એકાગ્ર થઈ જાય છે તેથી તેનું જ્ઞાન મિથ્યા છે—ક્ષણિક છે, તે અલ્પકાળમાં નાશ થઈ જશે જો સ્વભાવના લક્ષે જ્ઞાન કરે તો તે જ્ઞાન સમ્યક્ હોય અને સ્વભાવની એકતાવાળું હોવાથી તે સદાય ટકી રહે

જ્ઞાનીને ઇચ્છા થઇ ત્યારે તેમણે તે ઇચ્છાને જાણી, પર વિષયોને પણ જાણ્યા અને તે જ વખતે ઇચ્છા અને પર વિષયોથી ભિન્ન સ્વભાવને પણ જાણ્યો. ત્યાં પોતાના સ્વભાવની એકતા રાખીને ઇચ્છા વગેરેને જાણી લીધાં પરંતુ તેની ભાવના કરી નહિ. તેથી તે વખતે પણ તેમનું સમ્યગ્જ્ઞાન વૃદ્ધિ પામ્યું અને ઇચ્છા ટળી ગઇ.

દુઃખ દૂર કરવા માટેના અજ્ઞાનીના બધા ઉપાય જૂઠા છે, કારણ કે-ઇન્દ્રિયો વડે વિષયોનું ગ્રહણ થતાં મારી ઇચ્છા પૂર્ણ થશે એમ જાણીને પ્રથમ તો તે અનેક પ્રકારના ભોજનાદિક વડે ઇન્દ્રિયો પ્રબલ કરવા માંગે છે તથા એમ જ જાણે છે કે જો ઇન્દ્રિયો પ્રબળ રહે તો મને વિષય ગ્રહણ કરવાની શક્તિ વધે. ઇન્દ્રિયો પ્રબળ કરવા અનેક બાહ્ય કારણો મેળવવા માગે છે. ઇન્દ્રિયાધીન પ્રવર્તતું જ્ઞાન તો પોતાને સન્મુખ થયેલા વિષયોનું ગ્રહણ કરી શકે છે તેથી તે અનેક બાહ્ય ઉપાયો વડે વિષયો અને ઇન્દ્રિયોનો સંયોગ કરવા માંગે છે. અનેક પ્રકારનાં ભોજનાદિકનો સંયોગ મેળવવા માટે ઘણો જ ખેદખિન્ન થાય છે. જ્યાં સુધી એ વિષયો ઇન્દ્રિય સન્મુખ રહે છે ત્યાં સુધી તો તેનું કિંચિત્ સ્પષ્ટ જાણપણું રહે પણ પછી મનદ્વારા સ્મરણ-માત્ર જ રહે અને કાળ વ્યતીત થતાં એ સ્મરણ પણ મંદ થતું જાય છે તેથી તે વિષયોને પોતાને આધીન રાખવાનો ઉપાય કરે છે અને શીઘ્ર શીઘ્ર તેનું ગ્રહણ કર્યા કરે છે. વળી ઇન્દ્રિયો દ્વારા તો એક કાળમાં કોઇ એક જ વિષયનું ગ્રહણ થાય છે પણ આ જીવ ઘણા ઘણા વિષયો ગ્રહણ કરવા ઇચ્છે છે તેથી ઉતાવળો બની જલદી જલદી એક વિષયને છોડી

અન્યને ગ્રહણ કરે છે વળી તેને છોડી અન્યને ગ્રહણ કરે છે એ પ્રમાણે વિષયને અર્થે વલખા મારે છે. અને પોતાને જેવા ભાસે તેવા ઉપાય કર્યા કરે છે પણ અજ્ઞાનીના એ બધા ઉપાય જુઠા છે.

પોતાની ઇચ્છા પ્રમાણે બહારની વસ્તુઓનો મેળ થવો તે પોતાને આધીન નથી, વળી કદાચિત્ તે પ્રમાણે સંયોગ થઈ જાય તો પણ તેનું જાણપણું થવું તે કાંઈ ઇન્દ્રિયોની પ્રબળતાથી થતું નથી, પણ પોતાના જ્ઞાનદર્શનની ઉઘાડશક્તિ વધારે તો જાણપણું વધે. કોઈનું શરીર પુષ્ટ હોવા છતાં તેનામાં એવી શક્તિ ઓછી જોવામાં આવે છે તથા કોઈનું શરીર દુર્બળ હોય છતાં તેનામાં એવી શક્તિ અધિક જોવામાં આવે છે માટે ભોજનાદિક વડે ઇન્દ્રિયો પુષ્ટ કરવાથી કાંઈ સિદ્ધિ થતી નથી પરંતુ કષાયાદિક ઘટવાથી જ્ઞાન-દર્શન વધે છે અને ત્યારે જ વિષય ગ્રહણ શક્તિ વધે છે. અજ્ઞાની જીવ વિષયોના ગ્રહણની ઇચ્છા શાંત કરવા માગે છે તેને સમજાવવા અહીં કહ્યું છે કે હે ભાઈ, વિષયોનું ગ્રહણ પણ જ્ઞાનદર્શન શક્તિ વધવાથી જ વધે છે માટે તું તારા જ્ઞાનદર્શનને સંભાળ. વળી વિષયોનો સંયોગ મળે છે તે ઘણા વખત સુધી ટકતા નથી, અને સર્વ વિષયોનો સંયોગ મળતો જ નથી તેથી જીવને તેની આકુળતા રહ્યા જ કરે છે. વળી એ વિષયો પોતાને આધીન રાખી જલદી જલદી ગ્રહણ કરવા ઇચ્છે છે પણ તે પોતાને આધીન રહેતા નથી **કારણ કે એ જુદાં દ્રવ્યો પોત પોતાને આધીન પરિણમે છે.** આ જીવ અતિ વ્યાકુળ બની સર્વ વિષયોને યુગપત્ ગ્રહણ કરવા માટે વલખા

મારે છે તથા એક વિષયને છોડી અન્યનું ગ્રહણ કરવા માટે આ જીવ વલખાં મારે છે, પણ પરિણામે તેને ઈચ્છારૂપી રોગ એવો ને એવો જ ચાલુ રહે છે અને તે દુઃખી જ થયા કરે છે. જેમ મણની ભૂખવાળાને કણ મળ્યો પણ તેથી તેની ભૂખ મટે ? ન જ મટે; તેમ જેને સર્વ વિષયોનું ગ્રહણ કરવાની ઈચ્છા છે તેને કોઈ એક વિષયનું ગ્રહણ થતાં ઈચ્છા કેમ મટે ? અને ઈચ્છા મટ્યા વગર સુખ પણ થાય નહિ, માટે અજ્ઞાનીના એ બધા ઉપાય જૂઠા છે.

પોતે સર્વ પર વિષયોનું ગ્રહણ કરવાની ઈચ્છા કરે છે પરંતુ એ બધાને એક સાથે જાણવાનું સામર્થ્ય પોતામાં પ્રગટ્યું નથી. જો ઈચ્છા તોડીને જ્ઞાનસ્વભાવમાં એકાગ્રતા કરે તો કેવળજ્ઞાન પ્રગટે, અને તેમાં સર્વ પદાર્થોનું એક સાથે ગ્રહણ થઈ જાય, તેથી તેને વિષયોના ગ્રહણની આકુળતા ટળે અને સંપૂર્ણ સુખી થાય. અજ્ઞાની પણ ખરેખર તો પરવિષયોનું ગ્રહણ કરી શકતો નથી, માત્ર તેને જાણે છે અને તેમાં એકત્વબુદ્ધિથી રાગ કરે છે અને પરનું ગ્રહણ કરવાની ઊંધી માન્યતાથી આકુળતાવડે દુઃખી થાય છે. જ્ઞાનીઓએ પર સાથેની એકત્વબુદ્ધિ છોડી દીધી છે તેથી તેઓને પરનું ગ્રહણ કરવાની માન્યતાપૂર્વકના બધા રાગ-દ્વેષ ટળી ગયા છે. અને જ્ઞાનસ્વભાવના ગ્રહણવડે ( એકાગ્રતાવડે ) જ્ઞાનને ક્રમેક્રમે વધારી કેવળજ્ઞાન પ્રગટ કરે છે ત્યાં સર્વ પદાર્થો જ્ઞાનમાં એક સાથે જણાય છે. તેથી બધા વિષયોનું ગ્રહણ ( જ્ઞાન ) કરવા માટે પણ સ્વભાવની એકાગ્રતા એ જ ઉપાય છે. આપ્રેર

લોક કોઈને મળે નહિ પણ આખા લોકનું જ્ઞાન તો દરેક જીવ કરી શકે છે

પ્રશ્ન–વિષયગ્રહણ વડે કોઈ જીવોને સુખી થતા જોઈએ છીએ, છતા તમે તે ઉપાયને સર્વથા જૂઠા કેમ કહો છો ?

ઉત્તર–વિષયના ગ્રહણથી એ જીવ સુખી તો થતા નથી, પણ ભ્રમથી તે વડે તેઓ સુખ માને છે જો વિષયગ્રહણ વડે એ સુખી થયા હોય તો તેને અન્ય વિષયોની ઇચ્છા કેમ રહે ? જેમ રોગ મટી ગયા પછી અન્ય ઔષધ કોઈ શા માટે ઇચ્છે ? તેમ દુ ખ મટયા પછી અન્ય વિષયને તે શા માટે ઇચ્છે ? જો વિષયનું ગ્રહણ કર્યા પછી ઇચ્છા શાંત થાય–અટકી જાય તો તે જીવને સુખી કહીએ, પરંતુ તે તો જ્યાં સુધી ઇચ્છિત વિષયોનું ગ્રહણ ન થય ત્યાંસુધી તે વિષયની જ ઇચ્છા કર્યા કરે છે અને જે સમયે એ ઇચ્છિત વિષયોનું ગ્રહણ થયું તે જ સમયે અન્ય વિષયગ્રહણની ઇચ્છા કરે છે, એક ક્ષણ પણ ઇચ્છા વગરની જતી નથી એને સુખી કેમ મનાય ? જેમ કોઈ મહાક્ષુધાવાન રંક પોતાને કદાચિત્ એક અન્નનો કણ મળતા તેનું ભક્ષણ કરી ચેન માને તેમ આ મહાતૃષ્ણાવાન જીવ પોતાને કોઈ એક વિષયનું નિમિત્ત મળતા તેનું ગ્રહણ કરી સુખ માને છે, પણ વાસ્તવિકપણે એ સુખ નથી

પ્રશ્ન જેમ કણ વડે પોતાની ભૂખ મટે છે તેમ એક એક વિષયનું ગ્રહણ કરી પોતાની ઇચ્છા પૂર્ણ કરે તો શું દોષ ?

ઉત્તરઃ—જો બધા કણ ભેગા થાય તો એમ જ માનીએ પરંતુ બીજો કણ મળતાં પ્રથમનાં કણનું નિર્ગમન થઈ જાય તો ભૂખ કેમ મટે? એ જ પ્રમાણે જાણવામાં વિષયોનું ગ્રહણ જો ભેગું થતું જાય તો ઇચ્છા પૂર્ણ થાય, પરંતુ જ્યારે બીજો વિષય ગ્રહણ કરે છે ત્યારે પૂર્વે જે વિષય ગ્રહણ કર્યો હોય તેનું જાણપણું રહેતું નથી, તો ઇચ્છા કેવી રીતે પૂર્ણ થાય? ઇચ્છા પૂર્ણ થયા વિના આકુળતા મટે નહિ અને આકુળતા મટયા વગર સુખી કહેવાય નહિ. જો જીવ સ્વ-પરનું ભેદજ્ઞાન કરે તો તેનું જ્ઞાન ક્રમે ક્રમે ખીલતું જાય અને છેવટે પૂર્ણજ્ઞાનમાં બધા વિષયો એક સાથે જણાય છે અને ત્યાં આકુળતા રહેતી નથી. પરંતુ સ્વભાવને ભૂલીને એકલા પરને જાણે છે તે જ્ઞાન ક્ષણિક છે. સ્વભાવ આશ્રિત જ્ઞાન નિત્યમાં ભળે છે.

વળી એક વિષયનું ગ્રહણ થાય છે તે પણ આ જીવ મિથ્યાદર્શનાદિકના સદ્ભાવપૂર્વક કરે છે અને તેથી ઉલટો જ્ઞાનાદિ ગુણોનું વિશેષ આવરણ કરે છે. શ્રી પ્રવચનસારમાં અ. ૧ ગાથા ૭૬ માં કહ્યું છે કે ઇન્દ્રિયોથી પ્રાપ્ત થયેલું સુખ-પરાધીન, બાધા-સહિત, વિનાશિક, બંધનું કારણ અને વિષમ છે, તેથી એ સુખ ખરેખર દુઃખ જ છે. એ પ્રમાણે સંસારી જીવ અનાદિથી જે ઉપાયો કરે છે તે ખોટા જ છે.

તો સાચો ઉપાય શું છે? જો પોતાના સ્વભાવની એકાગ્રતાથી ઇચ્છા દૂર થાય અને સર્વે વિષયોનું એક સાથે ગ્રહણ રહ્યા કરે તો એ દુઃખ ટળે. હવે આત્મસ્વરૂપની એકાગ્રતા તો તેની ઓળખાણથી જ થાય; ઇચ્છા તો મોહ જતાં જ

માટે અને સર્વનું એક સાથ ગ્રહણ તો કેવળજ્ઞાન થતાં જ થાય તેથી તેનો ઉપાય સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર જ છે, તેમાં પણ મુખ્ય સમ્યગ્દર્શન છે એ જ દુઃખ દૂર કરવાનો અને સુખ પ્રગટ કરવાનો સાચો ઉપાય જાણવો

વીર સં ૨૪૭૧ માગશર સુદ ૯

## (૪૨) જ્ઞાન દુઃખનું કારણ નથી પણ મોહ દુઃખનું કારણ છે

ક્ષયોપશમિકજ્ઞાન તે દુઃખનું કારણ નથી, પણ ઈચ્છા જ દુઃખનું કારણ છે પદાર્થોને જાણવા તે દુઃખનું કારણ નથી, પણ મોહથી વિષયગ્રહણની જે ઈચ્છા થાય છે તે જ દુઃખનું મૂળ કારણ છે જો જ્ઞાન પોતે દુઃખનું કારણ હોય તો જેમ જેમ જ્ઞાન વધે તેમ તેમ દુઃખ પણ વધતું જાય અને જ્ઞાન રહિતપણું સુખનું કારણ ઠરે તેમ થતાં જડને પૂરું સુખ માનવું પડે પરંતુ જ્ઞાન તો પોતાનો સ્વાભાવિક ભાવ છે તે દુઃખનું કારણ નથી પરંતુ ક્ષાયોપશમિક જ્ઞાન સાથે જેટલો મોહ ભળે છે તેટલું દુઃખ છે

પ્રશ્ન—કોઈ માણસનો પુત્ર બહારગામ હોય અને તેનું મૃત્યુ થઈ ગયું હોય, પણ જ્યાં સુધી તે માણસને પુત્રના મૃત્યુ સંબંધી જ્ઞાન નહિ હોય ત્યાં સુધી તેને તે સંબંધી દુઃખ નહિ લાગે અને જ્યારે તેને પુત્રના મૃત્યુનું જ્ઞાન થશે ત્યારે તરત જ દુઃખ થશે માટે જ્ઞાન તે જ દુઃખનું કારણ છે

ઉત્તર—નહિ, ત્યાં જ્ઞાન દુઃખનું કારણ નથી પણ પુત્ર [illegible]હ જ દુઃખનું કારણ છે જો જ્ઞાન દુઃખનું કારણ [illegible] જેને તે પુત્રના મૃત્યુનું જ્ઞાન થાય તે બધાયને

સરખું દુઃખ કેમ થતું નથી? જેને જેટલો મોહ તેને તેટલું દુઃખ થાય છે. જે વખતે તે માણસને પુત્રના મૃત્યુનું જ્ઞાન થયુ તે જ વખતે તે માણસે અંતરના ભાન વડે વૈરાગ્ય લાવીને મોહ ન કર્યો હોત તો તેને જ્ઞાન હોવા છતાં દુઃખ ન થાય. કેમકે દુઃખનુ કારણ જ્ઞાન નથી પણ મોહ છે. મિથ્યાદૃષ્ટિ એમ માને છે કે જાણ્યું માટે દુઃખ થયું, અથવા તો પુત્ર મૃત્યુ પામ્યો માટે દુઃખ થયુ. એ બને વાત ખોટી છે. જેટલો મોહ કરે તેટલુ જ દુ.ખ થાય એ જ એક સિદ્ધાંત છે. સંયોગી પદાર્થો પ્રત્યેના મોહથી જે દુ ખ થાય છે તે દુ ખ ટાળવાનો ઉપાય પરવસ્તુનો સ યોગ મેળવવો તે નથી, તેમજ ઇચ્છા કે ઇન્દ્રિયોની પુષ્ટિ તે પણ ઉપાય નથી. ખરો ઉપાય એ છે કે સ યોગી પદાર્થોની દૃષ્ટિ છોડીને અસ યોગી જ્ઞાનસ્વરૂપ આત્માની દૃષ્ટિ અને એકાગ્રતા કરે તો દુ.ખ ટળે. સ સારની કોઈ વસ્તુમાં આ આત્માનું સુખ નથી, સુખ તો પોતાના આત્માની દૃષ્ટિ કરે તો પ્રગટે.

પ્રશ્ન—કોઇ જીવ ઊંઘી ગયો હોય અને તેની પાસે સર્પ પડયો હોય, જ્યારે તેને કોઇ જગાડે અને કહે કે તારી પાસે સર્પ પડયો છે, ત્યારે તેને તરત જ ભય થાય છે. જ્યાં સુધી સર્પનું જ્ઞાન નહોતુ ત્યાંસુધી તેને ભય ન હતો, માટે જ્ઞાનથી જ ભય થયો, તેથી જ્ઞાનને જ દુઃખનુ કારણ માનવું પડશે?

ઉત્તરઃ—નહિ, જ્ઞાન દુઃખનું કારણ છે જ નહિ. તે માણસને સર્પનું જ્ઞાન કરવાથી ભય થયો નથી પણ શરીરની મમતાને કારણે જ ભય થયો છે. ઊંઘ વખતે તેને ઓછું દુઃખ હતું અને સર્પનું ભાન થતા દુઃખ વધી ગયું—એમ

નથી ઊંઘ વખતે પણ જેટલે અંશે શરીર ઉપરની મમતા છે તેટલે અંશે તેને પ્રતિકૂળતાનો ભય પણ અવ્યક્તપણે રહેલો જ છે પહેલા અનુકૂળતાના રાગની મુખ્યતા હતી હવે પ્રતિકૂળતાના દ્વેષની મુખ્યતા છે, પણ બંને વખતે જેટલે અંશે મમતા છે તેટલે અંશે જ દુઃખ છે જો સર્પનું જ્ઞાન તે દુઃખનું કારણ હોય તો તે જ સર્પને કોઈ મુનિ દેખે છતા તેમને જરાપણ ભય કેમ થતો નથી? કેમકે તેમને શરીર ઉપર મમતા નથી તેથી પ્રતિકૂળતાનો ભય નથી જે માણસને સર્પની હાજરીમા ભય થાય છે તેને સર્પની ગેરહાજરી વખતે પણ પોતાની મમતાને કારણે દુઃખનુ વેદન તો હતુ જ જેને જેટલે અંશે અનુકૂળતાની પ્રીતિ હોય તેને તેટલે જ અંશે પ્રતિકૂળતાનો ભય અથવા દ્વેષ હોય જ

## (૪૩) દુઃખના બે પ્રકાર

સંસારી જીવોના દુઃખના મુખ્યપણે બે વિભાગ પડે છે–

૧ પોતાના સ્વભાવને ભૂલીને મિથ્યાદૃષ્ટિ જીવ સંયોગોમાથી સુખ લેવા માગે છે, પણ સંયોગ તેને આધીન નથી તેથી તે ક્ષણે ક્ષણે આકુળ-વ્યાકુળ થાય છે અને દુઃખી જ રહ્યા કરે છે આવા જીવોને એકાંત દુઃખ છે સ્વાભાવિક સુખને તેઓ અંશે પણ અનુભવતા નથી, તેઓને ક્ષણે ક્ષણે અનંત દુઃખ છે

૨ પોતાનો સ્વભાવ જ પરિપૂર્ણ સુખરૂપ છે એમ જ્ઞાની જીવોએ જાણ્યુ છે, તેથી તેઓ કોઈ સંયોગોમા સુખ માનતા
અને ગમે તે સંયોગ વખતે પણ તેમને સ્વાભાવિક સુખનો

અંશે અનુભવ તો વર્ત્યા જ કરે છે; છતાં પણ હજી સંપૂર્ણ સ્વરૂપ સ્થિરતા ન હોય ત્યાં સુધી ઇન્દ્રિયોના વિષયોની આસક્તિથી રાગ-દ્વેષ થાય છે તેટલે અંશે તેઓ પણ દુઃખી જ છે. પરંતુ આ દુઃખ અલ્પ છે.

અજ્ઞાનીને તો સુખ-દુઃખ વચ્ચેના અંતરની જ ખબર નથી, તે તો અનુકૂળ સંયોગને જ સુખ માને છે, વાસ્તવિકપણે તેને દુઃખ ઓછું પણ થતું નથી. જ્ઞાનીઓ જ સુખ-દુઃખના અંતરને જાણે છે, અને તેમને જ દુઃખ ઓછું થાય છે. આત્માની સાચી ઓળખાણ પછી જેમ જેમ વીતરાગભાવ વધે તેમ તેમ દુઃખ ટળે છે.

(૪૪) **દરેક વસ્તુની સ્વાધીનતા**

અજ્ઞાની જીવ પરવસ્તુનો સંયોગ હું મેળવી શકું-એમ માને છે તે તો સ્થૂળ ભૂલ છે. અને કર્મના ઉદયને કારણે સંયોગ મળે એ વાત પણ યથાર્થ નથી. દરેક વસ્તુ સ્વતંત્ર છે તેથી દરેકે દરેક પરમાણુઓની સંયોગ-વિયોગની ક્રિયા પોતપોતાથી સ્વતંત્ર જ થાય છે, તેનો કર્તા કોઇ બીજો પદાર્થ નથી. આત્મા તો પરવસ્તુના સંયોગ-વિયોગનો કર્તા નથી પણ કર્મના કારણે સંયોગ-વિયોગ થાય છે એમ કહેવું તે પણ નિમિત્તનું કથન છે. સંયોગ-વિયોગનો કર્તા જીવ નથી એમ સિદ્ધ કરવા માટે નિમિત્તથી કર્મને તેના કર્તા કહ્યા છે, ત્યાં કર્મનું હોવાપણું સિદ્ધ કર્યું છે. વસ્તુસ્વભાવથી જોઇએ તો કર્મોને આધીન પરવસ્તુઓ પરિણમતી નથી. જગતની કોઈ પણ વસ્તુઓ અન્ય વસ્તુને આધીન નથી. આત્મા ઇચ્છા કરે તેને કારણે પરવસ્તુઓ આવે એવી પરવસ્તુ પરાધીન નથી.

આત્મા રાગ-દ્વેષ કરે અને કર્મ બંધાય ત્યાં ખરેખર આત્માએ રાગ-દ્વેષ કર્યા માટે કર્મો બંધાયા એમ નથી પણ જે પરમાણુઓની સ્વતંત્ર લાયકાત હતી તેઓ જ તે વખતે કર્મરૂપે સ્વયં પરિણમ્યા છે આવો સ્વાધીન વસ્તુ સ્વભાવ ઓળખે તો જીવની સ્વભાવદૃષ્ટિ થાય અને સંયોગદૃષ્ટિ ટળે

## (૪૫) પરદ્રવ્યમાં કાંઈ પણ કરવાની ઇચ્છાનું વ્યર્થપણું અને તે છોડવાની પ્રેરણા

હે જીવ, તું તારા સ્વભાવને ભૂલીને પણ પરદ્રવ્યમાં તો કાંઈ જ કરવા સમર્થ નથી તું તારા ભાવમાં અનુકૂળ સામગ્રી મેળવવાની ઇચ્છા કર, પરંતુ તારી ઇચ્છા કરવાથી પરદ્રવ્યોનો સંયોગ આવી જાય-એવું કાંઈ નથી, એટલે તારી પરદ્રવ્યો સંબંધી ઇચ્છા તો ક્ષણે ક્ષણે વ્યર્થ જાય છે જે વસ્તુનો જે રીતે જે વખતે જેનો સંયોગ વિયોગ થવાનો છે તે વસ્તુનો તે રીતે તે વખતે તેવો જ સંયોગ વિયોગ થશે વસ્તુના સ્વતંત્ર પરિણમનને કોઈ રોકી શકે નહિ તું ગમે તેમ માથા ફોડ અને વલખા નાખ (-સંકલ્પો વિકલ્પો કર) તેથી કાંઈ અનુકૂળ સામગ્રી આવી જતી નથી માટે હે ભાઈ! તું પરદ્રવ્યોમાં કાંઈ પણ ફેરફાર કરવાની તારી વ્યર્થ માન્યતા છોડ, છોડ! કેમકે તારી એ માન્યતાથી તને જ દુઃખ થાય છે પરદ્રવ્યોનું ગમે તેમ થાય, તેના કર્તાપણાની માન્યતા છોડીને તું તારા સ્વભાવની દૃષ્ટિથી બધાનો નિર્વિકલ્પપણે જ્ઞાતા રહી જા, એ જ તને શાંતિનું કારણ છે પરવસ્તુના પરિણમનમાં "આ આમ કેમ?" એવો વિકલ્પ કરવો તે પણ તારું કર્તવ્ય નથી બધા દ્રવ્યો પોતાના સ્વરૂપમાં પરિણમે

છે, કોઈ દ્રવ્ય પોતાના સ્વરૂપથી બહાર પરિણમતું નથી, તું પણ તારા જ્ઞાનસ્વરૂપમાં જ પરિણમ. અનાદિથી જ્ઞાનસ્વરૂપને ભૂલીને પરના લક્ષે વિકારરૂપે પરિણમી રહ્યો છો તે જ દુ:ખનું કારણ છે.

## (૪૬) સ્વભાવસુખનું નિત્યપણું અને સંયોગોમાં સુખની કલ્પનાનું અનિત્યપણું

પોતાના નિત્યસ્વભાવના લક્ષે જે સુખ પ્રગટે તેમાં જીવ નિઃશંક હોય છે કે ગમે તે સંયોગો આવે તો પણ મારું સુખ તો મારા સ્વભાવમાંથી જ પ્રગટે છે, અને અજ્ઞાની પોતે જે સંયોગોમાં સુખ કલ્પે તેમાં પણ તેને શંકા રહ્યા કરે છે કે આવા ને આવા સંયોગ સદાય રહેશે કે નહિ ! સંયોગો તો અનિત્ય છે. પોતાની ઇચ્છાનુસાર સંયોગો કવચિત્ થઈ જાય તો પણ તેમાં જીવનું સુખ નથી, પરંતુ સંયોગના લક્ષે પરાધીનતા અને આકુળતાનું દુ:ખ જ છે. જે સંયોગોમાં સુખ કલ્પ્યું હશે તે સંયોગો ફરતાં તેની સુખની કલ્પના પણ ફરી જશે.

## (૪૭) સમજણ ત્યાં સમાધાન, અણસમજણ ત્યાં વાંધા

કોઈને કરોડો રૂપિયા હોય પણ પુત્રની ઇચ્છા ! તો કોઈને પુત્ર હોય પણ પૈસાની ઇચ્છા ! કોઈને એ બંને હોય પણ તેને સાચવવાની ઇચ્છા ! ખરેખર તો જીવને કોઈ પરદ્રવ્યના કારણે વાંધો નથી પણ પોતે પોતાની કલ્પનાથી જ વાંધા ઊભા કરે છે. પોતાના સ્વભાવમાં સંતોષ ન આવ્યો અને પરમાંથી સુખ લેવાની વૃત્તિ ઊઠી તે જ સૌથી મોટો વાંધો છે સાચી સમજણના જ્યાં વાંધા ત્યાં બધી ચીજના

વાધા હોય ગમે તેવા સયોગો હોય પણ એના વાધા કદી મટે નહિ અને આત્માની સાચી સમજણ થતા બધાં સયોગો ઉપરથી દૃષ્ટિ ઉઠી જાય તેને પોતાના નિત્ય સ્વભાવના લક્ષે સદાય સમાધાન વર્તે છે અને સયોગના વાધા ટળી જાય છે ગમે તેના સયોગ હોય પણ તેમનુ સમાધાન ખસતુ નથી

(૪૮) **વિષયો એટલે શુ અને તે કયારે છુટે ?**

અજ્ઞાની જીવો બહારમા પરવસ્તુના વિયોગ ઉપરથી એમ માને છે કે મેં વિષયો છોડી દીધા પણ ભાઈ રે! શુદ્ધ આત્માના ભાન વગર કયે ઠેકાણે એકાગ્રતા કરીને તે વિષય છોડયા ? પોતાના અસગ ચૈતન્ય સ્વભાવની દૃષ્ટિ ચૂકીને જે કોઈ ભાવ થાય તે બધા વિષયો જ છે પરદ્રવ્યનો સયોગ કે વિયોગ તો તે પરદ્રવ્યના કારણે થાય છે, આત્મા પોતામા જે વિકારીભાવ કરે છે તે જ વિષય છે એ વિષયોથી રહિત પોતાનો સ્વભાવ છે એવી જ્યા સુધી ઓળખાણ ન થાય ત્યા સુધી જીવ યથાર્થપણે વિષયોને છોડી શકે નહિ

(૪૯) **સ્વરૂપદૃષ્ટિ અને સંયોગીદૃષ્ટિ**

હે જીવ! તારુ સુખ તો તારામા છે, તેને ભૂલીને તુ બહારમા વલખા માર તેમા કાઈ વળે તેમ નથી તું અંત દૃષ્ટિથી તારા સ્વભાવને જો હુ આત્મા જ્ઞાનાનદ સુખધામ છુ તેની ઓળખાણ કરુ, તેની રુચિ કરુ અને તેમા લીન થઉં તો સુખ અનુભવમા આવે હુ મારા પોતાથી પ્રત્યેક ક્ષણે પરિપૂર્ણ જ્ઞાનસ્વરૂપ સુખસ્વરૂપ છુ, એમ પોતાના સ્વભાવની દૃષ્ટિથી જ્ઞાનીને આ જ ક્ષણે પૂર્ણ થઈ જવાની ભાવના છે પણ અજ્ઞાનીને એવી માન્યતા છે કે હુ પરપદાર્થોમાથી સુખ

ભોગવી લઉં, તેથી તેને પરવિષયોનું એક સાથે ગ્રહણ કરી લેવાની તીવ્ર આકુળતા છે. સ્વરૂપદૃષ્ટિમાં સ્વભાવની પૂર્ણતાની ભાવના છે અને તે તો સ્વાધીન હોવાથી થઈ શકે છે. સંયોગદૃષ્ટિમાં બધા સંયોગો ભેગા કરવાની ભાવના છે. પણ તે પોતાને આધીન નથી, તેથી સંયોગદૃષ્ટિમાં સદાય આકૂળતા નું વેદન જ રહ્યા કરે છે. અને સ્વરૂપદૃષ્ટિમાં નિરાકૂળતા છે.

(૫૦) **સ્વભાવના આશ્રયે સાધકની નિઃશંકતા**

સંયોગો મેળવું તો સુખ મળે એમ જે માને છે તેને અસંયોગી આત્મસ્વભાવમાં સહજ સુખ છે તેની રુચિ નથી; અને જેને સ્વભાવ સુખની રુચિ છે તેને પોતાના સુખ માટે જગતના કોઈ સંયોગોની દરકાર નથી. જગતમાં જે થાવું હોય તે થાશે, ગમે તેમ થાવ પણ મારે મારો આત્મધર્મ કરવાનો આ પ્રસંગ ચૂકવો નથી. જે સંયોગ-વિયોગ થવાનો હોય તેને ત્રણકાળમાં ફેરવવા કોઈ સમર્થ નથી. કોઈ સંયોગ-વિયોગ મારી સ્વપરિણતિને ફેરવી શકે તેમ નથી. પહેલાં વિશ્વાસમાં એમ બેસવું જોઈએ કે જે સંયોગ-વિયોગ થવાનો હોય તે જ વસ્તુસ્વરૂપની પર્યાય અનુસાર થાય છે. મારી પર્યાય કોઈ સંયોગાધીન આવતી નથી પણ મારા ત્રિકાળી સ્વભાવથી જ આવે છે. આમ જેને સ્વભાવદૃષ્ટિ થઈ છે તે સાધક છે. સાધક એવો નિઃશંક હોય છે કે મારા સાધક સ્વભાવને ડખલ કરનાર કોઈ વસ્તુ આ જગતમાં નથી. મેં મારા સ્વભાવના આશ્રયે જે સાધકભાવ પ્રગટ કર્યો છે તે ભાવને તોડવા કોઈ સંયોગો સમર્થ નથી, હું મારા સ્વભાવના જ આશ્રયે મારા સાધકભાવને પૂરો કરીને પૂર્ણ સિદ્ધદશા પ્રગટ કરીશ. તેમાં ડખલ કરવા જગતના કોઈ પર દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ સમર્થ

નથી આવી નિઃશંકતા ક્યારે આવે? પ્રથમ તો શ્રદ્ધામાં આ વાત જેમવી જોઈએ કે અયોગ કે વિયોગ કોઈ મારે આધીન નથી, અને સ્વભાવનો મહિમા આવવો જોઈએ સાધક દશામાં પુરુષાર્થની નબળાઈને લીધે રાગ-દ્વેષ હોય ખરા, પણ તે રાગ-દ્વેષ મારા સાધકભાવને રોકશે એવી શંકા પડતી નથી, સાધક તો સ્વભાવના આશ્રયે નિઃશંકપણે આગળ જ વધે છે

## (૫૧) સ્વભાવની ભાવનાનું ફળ અને સંયોગની ભાવનાનું ફળ

જીવ જ્ઞાન સ્વભાવે પોતાથી પૂર્ણ છે, જેને પોતાના પૂર્ણ સ્વભાવની દૃષ્ટિ છે તે પૂર્ણતા પ્રગટ કરવાની જ ભાવના ભાવે છે, પણ પરદ્રવ્યોની ભાવના કરતા નથી અને જેને પોતાના પૂર્ણ સ્વભાવની દૃષ્ટિ નથી તે સંયોગની પૂર્ણતાની ભાવના ભાવે છે પણ સ્વભાવની ભાવના કરતો નથી, તે બે દૃષ્ટિમાં વિપરીતતા છે જેને સ્વભાવની પૂર્ણતાનું ભાન છે તે તેના માહાત્મ્ય વડે ક્રમેક્રમે વિકાસ કરીને પૂર્ણતા પ્રગટ કરે છે, અને જેને સ્વભાવની પૂર્ણતાનું ભાન નથી પણ પરની ભાવના છે તે જીવ પોતાની વિપરીતદૃષ્ટિવડે સ્વભાવની વિરાધના કરીને ક્રમેક્રમે પોતાની પર્યાયહીન કરતો કરતો ઊંધી દૃષ્ટિના ફળરૂપ નિગોદપર્યાય પામે છે

## (૫૨) જીવે શું કરવાનું છે?

જગતની સ્વ અને પર બધી વસ્તુઓ તો જેમ છે તેમ છે, વસ્તુ કાંઈ નવી કરવી નથી તેમજ વસ્તુ ફેરવવી નથી પણ સ્વ અને પર વસ્તુઓને યથાર્થપણે ઓળખીને, અનાદિથી પોતાનો જે ઉપયોગ પર તરફ છે તેને સ્વ તરફ વાળવાનો છે અને અનાદિથી જે પરમાં પોતાપણાની માન્યતા કરી રહ્યો

છે તે માન્યતા છોડીને શુદ્ધસ્વભાવમાં જ પોતાપણું માનવાનું છે તથા અનાદિથી પર લક્ષે રાગાદિમાં એકાકાર થતો હતો તે છોડીને હવે પોતાના સ્વભાવના લક્ષે એકાકાર થવાનું છે-આનું જ નામ સાધકપણું છે, એ જ ધર્મ છે, એ સંસાર દુઃખ ટાળીને મોક્ષસુખ પ્રગટ કરવાનો ઉપાય છે

વીર સં ૨૪૭૧ માગસર સુદ ૧૨

## (૫૩) વસ્તુની મર્યાદા-તેનું સ્વતંત્ર પરિણમન

આ જીવ અનાદિથી સંસારમાં દુઃખી થઈ રહ્યો છે, અને પોતાની માન્યતા મુજબ અનેક ઉપાય કરીને તે દુઃખ દૂર કરવા માગે છે, પણ તેના બધા ઉપાય વ્યર્થ છે અજ્ઞાનીઓ એક એવો ઉપાય માને છે કે જો મારી ઇચ્છા મુજબ બધા પદાર્થો પરિણમે તો દુઃખ દૂર થઈ જાય અને પોતાનું જેવું શ્રદ્ધાન છે તેમ અન્ય પદાર્થોને પરિણમાવવા ઇચ્છે છે હવે જો એ પદાર્થો અની ઇચ્છાને આધીન થઈને પરિણમે તો તેનું શ્રદ્ધાન સાચું થાય, પરંતુ **અનાદિનિધન વસ્તુ ન્યારી ન્યારી પોતપોતાની મર્યાદાપૂર્વક પરિણમે છે, કોઇ કોઈને આધીન નથી તેમ જ કોઇ પદાર્થ કોઈનો પરિણમાવ્યો પરિણમતો નથી** છતાં તેને આ જીવ પોતાની ઇચ્છાનુસાર પરિણમાવવા ઇચ્છે છે પણ એ કાંઈ ઉપાય નથી, એ તો મિથ્યાદર્શન જ છે

કોઈ જીવ પોતાની ઇચ્છાનુસાર પરદ્રવ્યોને પરિણમાવી શકે નહિ, પણ પોતે સમ્યગ્જ્ઞાન પ્રગટ કરીને જગતના બધા પદાર્થો જેમ પરિણમે તેમ તેનું જ્ઞાન કરી શકે આ જગતની

દરેક વસ્તુ સદાય જુદી જુદી પોતપોતાના સ્વરૂપમાં-સ્વતંત્રપણે પરિણમે છે. કોઈ કોઇને આધીન પરિણમતી નથી. આત્મા આત્માની મર્યાદામાં પરિણમે છે પણ કોઇ કર્મો વગેરે આત્માને પરિણમાવતાં નથી. શરીર શરીરની મર્યાદામાં પરિણમે છે પણ આત્મા તેને પરિણમાવતો નથી. કર્મના દરેક પરમાણુ તેની પોતાની મર્યાદામાં પરિણમે છે પણ આત્મા તેને પરિણમાવતો નથી. કોઇ પણ પદાર્થ પોતાના સ્વરૂપની મર્યાદાથી બહાર નીકળીને અન્ય વસ્તુને પરિણમાવતી નથી, તેમ જ કોઇ પદાર્થની પોતાની મર્યાદામાં અન્ય વસ્તુ પ્રવેશીને તેને પરિણમાવી શકતી નથી. કોઈ એક વસ્તુની મર્યાદામાં અન્ય વસ્તુનો પ્રવેશ જ નથી, દરેક વસ્તુ જુદી જ પોત પોતાની મર્યાદામાં છે, તો એક વસ્તુ બીજી વસ્તુમાં શું કરે ? જો એક વસ્તુ બીજી વસ્તુમાં કોઈ પણ પ્રકારે કાંઈ કરે તો વસ્તુની મર્યાદા જ તૂટી જાય અને જગતમાં કોઇ સ્વતંત્ર વસ્તુની હૈયાતિ ન રહે.

આ જગતમાં જેટલી વસ્તુઓ છે તે બધી દ્રવ્ય-ગુણ-પર્યાયસ્વરૂપ છે. દ્રવ્યગુણ તો ત્રિકાળ છે અને પર્યાય દરેક સમયે નવી નવી પ્રગટે છે. તે પર્યાય વસ્તુના દ્રવ્યગુણમાંથી તેની મર્યાદાપૂર્વક જ આવે છે. ચેતન વસ્તુની પર્યાય જડરૂપ ન થાય, જડવસ્તુની પર્યાય ચેતનરૂપ ન થઈ જાય એવી વસ્તુની મર્યાદા જ છે. આત્માની પર્યાય કદી કર્મને આધીન પરિણમતી નથી અને કર્મના રજકણોની પર્યાય આત્માને આધીન પરિણમતી નથી. એક દ્રવ્ય બીજા દ્રવ્યની પર્યાયને કાંઇ પણ કરી શકે એવી દ્રવ્યની મર્યાદા કદી છે જ નહિ.

વસ્તુ કયે વખતે પોતાના પર્યાયમાં નથી પરિણમતી કે તે પરદ્રવ્યનું કાંઈ કરવા જાય? પોતાના પર્યાયમાં જ દરેક સમયે પરિણમતી વસ્તુ પરનું કઇ રીતે કંઇ કરી શકે?

વીર સં. ૨૪૭૧ માગશર સુદ ૧૪

## (૫૪) ઉત્પાદ-વ્યય-ધ્રુવ

પોતાની અવસ્થાના ઉત્પાદનો આધાર વસ્તુ પોતે જ છે, બીજો કોઇ નથી. પોતાની પૂર્વ અવસ્થાનું જવું, નવી અવસ્થાનું થવું અને વસ્તુનું એકરૂપ ધ્રુવ ટકી રહેવું-એ સિવાય વસ્તુમાં પર પદાર્થોનું કાંઈ લેવું-દેવું થતું નથી, એવો જ વસ્તુનો સ્વભાવ છે. તારો ઉત્પાદ દરેક સમયે તારે આધીન છે, માટે તું તારા દ્રવ્યસ્વભાવ તરફ જો, તો તારા પર્યાયનો ઉત્પાદ દ્રવ્યની જાતનો શુદ્ધ પ્રગટે. ઉત્પાદ-વ્યય-ધ્રુવનું સ્વરૂપ સમજીને પર દ્રવ્યોના આશ્રયનું લક્ષ ટાળીને સ્વદ્રવ્યની દૃષ્ટિ કરવી એ જ તેનું પ્રયોજન છે.

વીર સ. ૨૪૭૧ માગશર વદ ૧

## (૫૫) લોભ ટાળવા માટે પૂર્ણસ્વરૂપની ભાવના

જીવ અનાદિથી પોતાના સ્વરૂપને ભૂલીને પરમાં સુખબુદ્ધિથી પર વસ્તુઓને મેળવવાની ઇચ્છા કરે છે, અને તેથી તે સદાય લોભ કષાયવડે દુઃખી થઇ રહ્યો છે. જ્યાં સુધી પોતાના પરિપૂર્ણ સ્વરૂપને જાણ્યુ નથી ત્યાં સુધી જીવનો લોભ ટળે જ નહિ. 'હું ત્રિકાળ પરિપૂર્ણ છું, કૃતકૃત્ય સ્વરૂપ ભગવાન છુ, મારૂં સ્વરૂપ જ સર્વ પ્રયોજનથી સિદ્ધ છે મારે કોઇ પરવસ્તુની જરૂર નથી-' એમ પોતાના સ્વભાવની શ્રદ્ધા

તેઓ રાગદ્વેષમાં અટકતા નથી પણ પરથી અને રાગાદિથી ભિન્ન પોતાના સહજ સ્વરૂપનો સદાય અનુભવ કરે છે.

આત્મા પોતે પોતાને મોંઘો નથી અર્થાત્ આત્માનો સ્વભાવ ન સમજી શકાય એવો નથી પણ પોતાથી સમજી શકાય અને અનુભવી શકાય એવા જ સ્વભાવવાળી તે વસ્તુ છે, પણ પોતાની ઊંધી પકડ રાખીને અને સ્વભાવનો વિશ્વાસ કર્યા વગર સમજવા માગે છે તેથી કઠણ લાગે છે સમજણનો જે રસ્તો છે તે ગ્રહણ કરે તો મોંઘું નથી પણ સહજ છે, પણ જે રસ્તો છે તે જાણે નહિ અને તેનાથી વિપરીત માર્ગ માને તો અનંતકાળે પણ આત્મા સમજાય નહિ. જેને આત્મ-સ્વભાવની રુચિ નથી તેને સત્ સાંભળતા પોતાની માનેલી વાત ઉપર ઘા પડે છે તેથી કઠણ લાગે છે. પોતે જ પોતાને ભૂલી રહ્યો છે. જે એમ કહે છે કે 'મને મારુ સ્વરૂપ ન સમજાય' અથવા તો 'હું નથી' તેને જ્ઞાની સમજાવે છે કે હે ભાઈ ! 'હું નથી' એમ કહેવામાં પણ પહેલા તો 'હું' શબ્દ આવ્યો, તો તે 'હું' શબ્દ કોને માટે તેં વાપર્યો છે? માટે પોતાનો આત્મા તો સદાય પ્રગટ છે પણ પોતાને તેનો વિશ્વાસ બેસતો નથી. વળી, 'મને ન સમજાય' એવું શેમાંથી નક્કી કર્યું ? 'ન સમજાય' એમ નક્કી કરનારુ જ્ઞાન કોનું છે ? જેના આધારે એ જ્ઞાન થાય છે તે તરફ વલણ કરે તો પોતાનો જ્ઞાનસ્વભાવ પૂરો છે એમ ભાન થાય.

## (૫૭) પોતાના સ્વભાવની સમજણ સુગમ છે,-કોઇ અન્યની તેમાં જરૂર પડતી નથી.

વળી પોતાનો સ્વભાવ સમજવા માટે કોઈ પણ પર પદાર્થની જરૂર પડતી નથી. સ્વભાવ સમજવા માટે પૈસાની જરૂર

પડતી નથી, પૈસા ન હોય તો પણ સમજી શકાય છે, શરીર સારૂ ન હોય, રોગ હોય તો પણ સમજી શકાય છે સ્વભાવ સમજવા માટે રાગ કરવાની પણ જરૂર નથી પડતી તો જેમા કોઈ પણ પર પદાર્થની જરૂર નથી પણ એકલા પોતાથી જ થઈ શકે છે તેને કઠણ કે અઘરુ કેમ કહેવાય ? સ્વભાવ તો પોતાથી સહજ છે જો પરની રુચિમા લીન થયો છે તે છોડીને સ્વભાવની રુચિમા લીન થાય તો સ્વભાવ તો પોતાથી જ સમજાય તેવો છે. કોઈ પર વસ્તુ જીવને સમજણ કરવામા રોકતી નથી, તેમ જ મદદ પણ કરતી નથી, અને ખરેખર તો રાગ-દ્વેષ થાય તે પણ સાચી સમજણ કરવામા રોકતા નથી, તેમ જ મદદ પણ કરતા નથી, પણ પરવસ્તુથી મને સુખ થાય અને રાગ-દ્વેષ તે હુ—એવી માન્યતાની પકકડ જ તેના જ્ઞાનને મૂઢ કરી નાખે છે, વિકારમા પોતાપણુ માન્યુ છે એટલે તેમા જ લીનપણે વર્તે છે પણ વિકારથી ખસીને જ્ઞાનને શુદ્ધ સ્વભાવ તરફ લબાવતો નથી જો રાગાદિથી ખસીને ચૈતન્યસ્વભાવ તરફ જ્ઞાનને લબાવે તો તે જ ક્ષણે સ્વભાવનો અનુભવ થાય

(૫૮) **જ્ઞાની અને અજ્ઞાનીના રાગમાં તફાવત**

પર વસ્તુઓ મારાથી જુદી છે, કોઈ પણ પર વસ્તુ મને ઇષ્ટ-અનિષ્ટ નથી, મારા સ્વભાવમા રાગ નથી—એમ પરથી ભિન્ન અને સ્વથી પરિપૂર્ણ સ્વભાવની દૃષ્ટિ કરવાથી સમ્યગ્દર્શન પ્રગટે છે, સમ્યગ્દર્શન પ્રગટ્યા પછી જીવને પુરુષાર્થની નબળાઈએ થતા રાગ-દ્વેષ અલ્પ જ હોય છે, અને તે અલ્પ રાગ-દ્વેષને પણ સમ્યગ્દૃષ્ટિ જીવ પોતાના સ્વભાવમા સ્વીકારતા નથી, તેથી તેમને સ્વભાવના જોરે રાગની હદ અલ્પ જ છે અને તેનો

પણ ક્ષણે ક્ષણે અભાવ થતો જાય છે. અજ્ઞાની જીવ પર પદાર્થમાં ઇષ્ટ-અનિષ્ટપણાની કલ્પના કરીને સ્વભાવને ભૂલી જાય છે, તેથી તેના રાગ-દ્વેષની હદ નથી, તે રાગ-દ્વેષમાં જ એકપણે પ્રવર્તે છે અને તેની જ્ઞાનશકિત ક્ષણે ક્ષણે હણાતી જાય છે

## (૫૯) રાગ દ્વેષ વખતે સમ્યગ્દષ્ટિ અને મિથ્યાદષ્ટિનું પરિણમન કેવું હોય?

પર વસ્તુથી તો આત્મા છૂટો જ છે એટલે કોઇ પણ પર વસ્તુઓ તો આત્માને રાગ-દ્વેષ કરાવતી નથી-એમ પહેલાં સ્વીકાર કરીને પોતાના આત્મામા જોતા બે પડખા પડે છે-- દ્રવ્યસ્વભાવમા તો કદી રાગ-દ્વેષ નથી અને પર્યાયમાં જ્યાંસુધી અપૂર્ણતા હોય ત્યાંસુધી રાગ-દ્વેષ હોય છે. જેને આવી ઓળખાણ થઈ હોય તે જીવ પર્યાયના ક્ષણિક રાગ-દ્વેષને પોતાનુ કર્તવ્ય માને જ નહિ, અકર્તવ્યબુદ્ધિએ થતા રાગ-દ્વેષ તદ્દન અલ્પ હોય છે 'તદ્દન અલ્પ' કહેવાથી એમ ન સમજવુ કે સમ્યગ્દર્શન થતાં જીવને ઘરબાર, ધધો-વ્યાપાર, રાજ-પાટ વગેરે બધા ઉપરનો રાગ છૂટી જ જાય. પરંતુ, કોઇ સમ્યગ્દષ્ટિને તેવો રાગ હોય પણ ખરો, કદાચિત્ લડાઈ વગેરેનો પ્રસગ પણ આવી પડે છતાં તે વખતેય તેઓ, અભિપ્રાયમા તો રાગથી ભિન્નપણે ચૈતન્ય સ્વભાવમા જ પરિણમે છે, રાગના અશને પણ પોતાના કર્તવ્ય તરીકે સ્વીકારતા નથી-તેનો અતરમાં આદર નથી,-આવી દશા તેમને સદાય વર્તતી હોવાથી તેમના રાગ-દ્વેષ તદ્દન અલ્પ જ છે-એમ સમજવું. અજ્ઞાની જીવ પરવસ્તુના સયોગ-વિયોગના કારણે, રાગદ્વેષ

નથી. આથી જ્ઞાનીઓને સ્વભાવ તરફનો અવકાશ રાખીને રાખીને રાગાદિ થાય છે, રાગ વખતે જ રાગથી ભિન્ન સ્વભાવની ભાવનાને ટકાવી રાખે છે. અજ્ઞાની તો પરના કારણે રાગદ્વેષ માને છે અને રાગ-દ્વેષ ટાળવાનું સાધન પણ પરને જ માને છે એટલે તેને રાગ વખતે સ્વભાવ તરફનો અવકાશ નથી રહેતો, રાગ વખતે રાગથી ભિન્ન સ્વભાવની ભાવના તેને હોતી નથી. પણ પરદ્રવ્યની ભાવના હોય છે; તેથી પરદ્રવ્યોના લક્ષે તેને અનેક પ્રકારે બદલતો રાગ થયા જ કરે છે પણ સ્વભાવનું લક્ષ નહિ હોવાથી તેને કદી રાગનો અભાવ થતો નથી. જ્ઞાનીને રાગ વખતે જ સ્વભાવની ભાવના હોવાથી તેઓ સ્વભાવની એકાગ્રતા વડે રાગનો અલ્પકાળમાં નાશ કરે છે.

(૬૨)

### ખરું જીવન, મરણ

અજ્ઞાની જીવ રાગ-દ્વેષ વખતે તેમાં એકત્વબુદ્ધિવડે પોતાના શુદ્ધસ્વભાવને મારી નાખે છે. અને જ્ઞાની જીવ રાગ-દ્વેષ વખતે પણ પોતાના ભિન્ન સ્વભાવની પ્રતીતવડે પોતાને જીવંત રાખે છે. આ જ્ઞાની-અજ્ઞાનીના અંતર પરિણમનનો મોટો ફેર છે, તે બહારની ક્રિયાથી ઓળખાય નહિ. આ વિષય સમ્યગ્જ્ઞાનનો છે, સમ્યગ્જ્ઞાન એ જ ચૈતન્યની મુક્તિની કળા છે. માટે ભવ્ય જીવોએ સંસાર દુઃખ ટાળવા અને મોક્ષ સુખ પ્રગટ કરવા માટે સમ્યગ્જ્ઞાનાદિક સાધન કરવાં યોગ્ય છે.

વીર સં. ૨૪૭૧ : માગશર વદ ૪

(૬૩)

### આહારદાનમાં પ્રયોજન શું છે ?

પ્રશ્નઃ—મુનિરાજને આહારદાન દેવામાં શો હેતુ છે ?

ઉત્તરઃ—સ્વભાવ તરફની દૃષ્ટિપૂર્વક વીતરાગતાની ભાવના સહિત જે રાગ ટળ્યો તે હેતુ છે, પણ આહારાદિ પર વસ્તુ લેવા-દેવાનો હેતુ નથી, તેમ જ આહારદાન કરવાનો જે શુભરાગ થાય તે રાગ કરવાનો પણ હેતુ નથી. સંત મુનિરાજ પુણ્ય-પાપરહિત અને શરીર, આહારાદિ રહિત એવા વીતરાગી આત્મસ્વરૂપની સાધના કરી રહ્યા છે, તે સાધકમુનિના સ્વરૂપની ઓળખાણ તથા સાધ્યરૂપ શુદ્ધાત્માની ઓળખાણ કરવી જોઈએ, અને પોતાની સ્વભાવદૃષ્ટિપૂર્વક વીતરાગતાની ભાવના કરતાં વચ્ચે જે રાગ આવી જાય છે તેમા આહારદાનાદિની શુભવૃત્તિ ઊઠે છે અને ત્યાં બહારમાં નિમિત્તરૂપે સંત-મુનિની હાજરી અને આહારદાનાદિની ક્રિયા હોય છે—અને કોઈક વાર તેવો બહારનો સંયોગ નથી પણ હોતો. બાહ્ય સયોગોની ક્રિયાનું, નિમિત્તનું કે રાગનુ પ્રયોજન નથી પરંતુ પોતાના સ્વભાવ તરફની દૃષ્ટિપૂર્વક જેટલો રાગ ટળ્યો તેટલું પ્રયોજન છે. જે રાગ થાય છે તે તો છોડવા જેવો છે.

આહારદાનની ક્રિયા કે ભક્તિ, સ્વાધ્યાય કે તપ વગેરે બધામાં મૂળ પ્રયોજન તો સ્વભાવદૃષ્ટિપૂર્વક વીતરાગભાવ કરવાનુ જ છે, અને એ એક પ્રયોજન અર્થે બાહ્યમા જુદાં જુદાં અનેક પ્રકારનાં નિમિત્ત હોય છે. ત્યાં નિમિત્તનુ તેમ જ તેના લક્ષે થતા શુભરાગનુ ઉપાદેયપણું નથી પણ વીતરાગીદૃષ્ટિ અને વીતરાગી સ્થિરતા તે જ ઉપાદેય છે. જ્ઞાનીઓ જાણે છે કે આહારાદિ પર વસ્તુઓ મારાથી જુદી છે, મુનિ પણ મારાથી પર છે અને જે શુભવૃત્તિ ઊઠી તે પણ મારુ સ્વરૂપ નથી—એ કોઈ મને કલ્યાણનું કારણ નથી પણ શુદ્ધ ચૈતન્ય સ્વભાવી

હું છું, તેની ભાવના અને એકાગ્રતા કરીને જેટલો વીતરાગ ભાવ પ્રગટે તેટલું કલ્યાણ છે. રાગ કે નિમિત્તો કોઈ મુક્તિનું કારણ નથી પણ સ્વભાવદૃષ્ટિનું જોર અને સ્વરૂપ સ્થિરતા તે જ મુક્તિનું કારણ છે.

કોઈ એમ માને કે ભગવાનને છદ્મસ્થદશામાં ખીરનું આહારદાન દેવાથી તેના ફળમાં જીવનો પરંપરાએ મોક્ષ થઈ જાય તો તેની વાત તદ્દન ખોટી છે. ખીરની કિંમત શું? શું ખીર વડે ધર્મની કિંમત થાય? પહેલાં તો જડને દેવા-લેવાની ક્રિયા આત્માથી થઈ શકતી નથી અને તેમાં જે શુભ ભાવ થયો હોય તે પણ મોક્ષનું કારણ નથી પણ સમ્યગ્દર્શન પૂર્વકનો વીતરાગ ભાવ જ મોક્ષનું કારણ છે. એના વગર લાખો વાર ખીરનું આહારદાન કરે તો પણ મોક્ષ થાય નહિ.

જ્ઞાની શ્રાવકને સંત-મુનિનો જોગ બને અને તેમને આહાર દાન કરવાની વૃત્તિ થાય, પણ કદાચ આહારદાનનો જોગ પોતાને ત્યાં ન બને, તો ત્યાં તેઓ એકાકારપણે અંતરમાં ખેદ કરતા નથી પણ એવા સમ્યક્ અભિપ્રાયથી સમાધાન કરે છે કે—મેં મારી ભાવના વડે જેટલો ભાગ ગાળ્યો તેટલું મને ફળ છે, આહારની ક્રિયાનો જોગ ન બન્યો—તે એમ જ થવાનું હતું પરંતુ આહારની ક્રિયા ન બની તેથી કાંઈ મારી ભાવનાનું ફળ ટળી ગયું નથી. વળી પોતાની ભાવનામાં એમ વૃદ્ધિ કરે છે કે—અહો! આ અશરીરી સિદ્ધદશાના પરમ સાધક મુનિદેવ ધર્માત્મા પધાર્યા, પણ મારે ત્યાં આહારનો જોગ બનવાયોગ્ય ન હતો તેથી ન બન્યો!! આવી શુભવૃત્તિ ઊઠે તેનો પણ દૃષ્ટિના જોરે નિષેધ કરે છે અને, મુનિને આહારનો જોગ ન

બન્યો, પણ મુનિ તો નિસ્પૃહ છે; અમુક ઘરે આહાર કરવો એવો કોઈ પ્રતિબંધ તેમને નથી; ક્ષણમાં આહારની લાગણીને તોડીને સ્વરૂપના અનુભવમાં સમાઈ જાય છે; હું પણ આ વિકલ્પને તોડીને અપ્રમત્ત દશા પ્રગટાવી સ્વરૂપમાં લીન થઉં તો તેમાં મારા કેવળજ્ઞાન-ભગવાનનો આદર થાય છે!—એ જ મારું કર્તવ્ય છે. આ રીતે જ્ઞાનીને સમાધાન વર્તે છે અને સર્વ પ્રસંગે વીતરાગતાની વૃદ્ધિ જ થાય છે. અજ્ઞાનીને તેવા પ્રસંગે સમાધાન થતું નથી, પણ બહારમાં ક્રિયા થાય તો જ તે સંતોષ માને છે; કેમકે તેનું લક્ષ પોતાના સ્વભાવ તરફ નથી પણ નિમિત્ત અને રાગ ઉપર જ છે.

વીર સં. ૨૪૭૧ માગશર વદ ૧

## (૧૪) લોભ, ભય, જુગુપ્સા અને કામેચ્છાને ટાળવાનો ઉપાય.

હું ત્રિકાળી પરિપૂર્ણ સ્વરૂપ છું—એવી શ્રદ્ધાપૂર્વક ચિંતવના તે લોભ ટાળવાનો ઉપાય છે, પણ પર વસ્તુ મેળવવાનો પ્રયત્ન કરવો તે લોભ ટાળવાનો ઉપાય નથી. પણ એનાથી તો લોભ વધે છે. જ્યારે જીવને ભય ઉપજે ત્યારે અજ્ઞાની જીવ પ્રતિકૂળ સંયોગો દૂર કરું તો ભય ટળે એમ માને છે પણ તે માન્યતા ખોટી છે. પોતાના નિર્ભય આત્મપદનું શરણું લેવું એ જ ભય ટાળવાનો ઉપાય છે. પોતાના નિર્ભયસ્વરૂપની ખબર વિના કોના શરણે ભય ટાળશે? હું ત્રિકાળ સત્ સ્વરૂપ છું; કદી કોઈ પ્રસંગે મારો નાશ નથી, મારું આત્મપદ બધી વિપદાઓનું અપદ છે; તેથી હું સદા નિર્ભય છું—આવી જેને દૃષ્ટિ છે તે જીવ જ ખરેખર નિર્ભય છે. જુગુપ્સા ભાવ થાય

ત્યારે અજ્ઞાની જીવ પરવસ્તુને અનિષ્ટ માનીને તેને દૂર કરવા માગે છે કેમકે એ જ જુગુપ્સા ટાળવાનો ઉપાય તે માને છે, પણ તે ઉપાય જૂઠો છે કોઈ પર વસ્તુ મને ઈષ્ટ-અનિષ્ટ નથી, બધી વસ્તુ પોતપોતાના ભાવમા પરિણમે છે, મારો પરમ પારિણામિક સ્વભાવ પરમ આનંદસ્વરૂપ છે તે જ મારે પરમ ઈષ્ટ છે-એમ સ્વભાવના લક્ષે વૈરાગ્ય ભાવનાની વૃદ્ધિ કરવી તે જ જુગુપ્સા ટાળવાનો ઉપાય છે જ્યારે કામવાસના ઉપજે ત્યારે વિષય સેવન કરીને અજ્ઞાની કામ વાસનાને દૂર કરવા માગે છે પણ તે ઉપાય ખોટો છે હું અશરીરી સ્વરૂપ છુ, શરીર સાથેનો સબધ કે તેના લક્ષે ઉત્પન્ન થતી વૃત્તિ મારુ સ્વરૂપ નથી એમ પોતાના અશરીરી સ્વભાવનુ ચિંતવન તે જ કામ વાસના નાશ કરવાનો ઉપાય છે જેમ અગ્નિમા લાકડા નાખવાથી તે શાંત થતો નથી પણ ઊલટો વધે છે તેમ વિષય ભોગવવાથી કામાગ્નિ શાંત થતો નથી પણ ઊલટો વધે છે પણ પોતાના ચૈતન્ય સ્વભાવના ચિંતવનના જોરે વિષયોનુ લક્ષ છૂટીને કામેચ્છાનો અભાવ થાય છે

(૬૫)

## કષાયની હદ ક્યારે બંધાય ?

અજ્ઞાનીને કષાયના નિમિત્તો બદલે છે પણ કષાય તો અભિપ્રાયમા એવો ને એવો બેહદ જ રહે છે જો કષાયોમા કાર્યનુ કાંઈ પ્રમાણ હોય તો તે કાર્યની સિદ્ધિ થતા જીવ સુખી થાય પણ અજ્ઞાનીને કષાયમા કાર્યનુ પ્રમાણ તો કોઈ છે નહિ, માત્ર ઈચ્છા જ વધતી જાયછે જો કષાયરહિત સ્વરૂપને જાણે તો કષાયની હદ બંધાઈ જાય ' મારા ચૈતન્યસ્વરૂપમા અંશ પણ નથી, રાગાદિ કષાયનો અંશ પણ મારામા

હોઈ ન શકે. કેમકે જે વસ્તુમાં સુખ હોય તેની હયાતીમાં દુઃખ હોઈ શકે જ નહિ. અજ્ઞાનીએ ધન, શરીર વગેરે જે જે વસ્તુઓમાં સુખ માન્યું હોય તે તે વસ્તુની હાજરીમાં પણ તેને દુઃખી થતો પ્રત્યક્ષ જોવામાં આવે છે, માટે પરવસ્તુમાં સુખ નથી, પણ પરથી ભિન્ન પોતાનો આત્મસ્વભાવ સુખરૂપ છે, તે સ્વભાવની શ્રદ્ધા કરીને જેટલો તેમાં એકાગ્ર થાય તેટલું સાચું સુખ પ્રગટ અનુભવાય. એમ જાણીને હે જીવ! તું તારા આત્મ સ્વભાવની સંભાળ કર.

## (૧૯) જ્ઞાનીને સમાધિ, અજ્ઞાનીને ઝોખો;–તેનાં કારણ.

અજ્ઞાનીની દૃષ્ટિ સામાન્યપણે પર ઉપર જ છે, તેને આત્મસ્વભાવની જાગૃતિ જરા પણ નથી એટલે તેને મરણ વખતે અંતરમાં ઝોખો આવી જાય છે, ભલે કદાચ તે બહારમાં છેલ્લા વખત સુધી બોલતો હોય છતાં અંતરમાં તેને મૂઢતા થઈ જાય છે. અને જ્ઞાનીની દૃષ્ટિ સામાન્યપણે સ્વભાવ ઉપર જ છે, જીવનમાં ક્ષણે ક્ષણે ચૈતન્યની જાગૃતિ વર્તે છે તેથી તેમને મરણ વખતે પણ અંતરમાં સમાધિ જ હોય છે.

આખા જીવનમાં જે જાતનું સેવન કર્યું હોય તે જાતનો ...ળો આવે. જેણે અજ્ઞાનનું સેવન કર્યું છે એવા અજ્ઞાનીને ... સરવાળે ઝોખો આવે છે અને જ્ઞાનીને આત્મસમાધિ ... સામાન્યપણે તો અજ્ઞાનીને સદાય ઝોખો જ છે અને ...ી દૃષ્ટિમાં સમાધિ જ છે, અને જીવનના અંત... ...પણે પ્રગટ દેખાય છે.

...સંયોગી આત્મસ્વરૂપ ઉપર છે; કપાયની ...મ ઉપર પણ તેની દૃષ્ટિ નથી, તથા

છોડી દઈને, 'હું પરિપૂર્ણ જ્ઞાનસ્વરૂપ છું' એવી સ્વભાવદૃષ્ટિ અને સ્થિરતા કરીને આખા લોકનો જ્ઞાતા રહી જા. ઇચ્છા રાખીને આખા લોકને જાણી શકાય નહિ પણ ઇચ્છા તોડીને આખા લોકનું જ્ઞાન થઈ શકે છે.

## (૬૭) અનંતભવનું મૂળિયું અને તેના નાશનું કારણ

અનંતભવના અભાવનું કારણ વસ્તુદૃષ્ટિ છે અને અનંતભવના સદ્ભાવનું કારણ ઊંધો અભિપ્રાય છે, અર્થાત્ જેવો વસ્તુસ્વભાવ છે તેવી જ માન્યતા કરવી તે સમ્યગ્દર્શન છે અને તે જ અનંતભવના નાશનું કારણ છે, તથા જેવો વસ્તુસ્વભાવ છે તેનાથી વિપરીત માન્યતા કરવી તે મિથ્યા દર્શન છે અને તે જ અનંતભવનું મૂળિયું છે. વસ્તુસ્વભાવની દૃષ્ટિ થયા પછી તે દૃષ્ટિના ઘોલનના બળથી જ વીતરાગતા થાય છે. પહેલાં સમ્યગ્દર્શન-જ્ઞાન વડે પદાર્થના વાસ્તવિક સ્વરૂપનું શ્રદ્ધાન તથા જ્ઞાન થાય તો પરપદાર્થોમાં ઇષ્ટ-અનિષ્ટ બુદ્ધિ મટી જાય, અને તે શ્રદ્ધા-જ્ઞાનના જ બળથી ચારિત્ર મોહ ટળતો જાય; એમ થતાં ક્રમેક્રમે કષાયનો અભાવ થાય ત્યારે કષાય જન્ય પીડા દૂર થાય અને પછી ઇચ્છા પણ કાંઈ રહે નહિ, એટલે નિરાકુળ થવાથી જીવ મહા સુખી થાય. માટે સમ્યગ્દર્શનાદિક જ દુઃખ મટાડવાનો ઉપાય છે.

## (૬૮) સુખ કયાં છે અને તે કેમ પ્રગટે?

પરવસ્તુમાં આત્માનું સુખ નથી છતાં અજ્ઞાની જીવ પરવસ્તુમાં સુખ માનીને તેની સંભાળ રાખવા માગે છે. **પણ પરવસ્તુ કેમ રહેવી તે તેને આધીન નથી.** વળી જો પર[illegible]ં જીવનું સુખ હોય તો તેની હાજરીમાં તેને દુઃખ

હોઈ ન શકે. કેમકે જે વસ્તુમાં સુખ હોય તેની હયાતીમાં દુ:ખ હોઈ શકે જ નહિ. અજ્ઞાનીએ ધન, શરીર વગેરે જે જે વસ્તુઓમાં સુખ માન્યું હોય તે તે વસ્તુની હાજરીમાં પણ તેને દુ:ખી થતો પ્રત્યક્ષ જોવામાં આવે છે, માટે પરવસ્તુમાં સુખ નથી, પણ પરથી ભિન્ન પોતાનો આત્મસ્વભાવ સુખરૂપ છે, તે સ્વભાવની શ્રદ્ધા કરીને જેટલો તેમાં એકાગ્ર થાય તેટલું સાચું સુખ પ્રગટ અનુભવાય. એમ જાણીને હે જીવ ! તું તારા આત્મ સ્વભાવની સંભાળ કર.

## (૬૯) જ્ઞાનીને સમાધિ, અજ્ઞાનીને ઝોળો;-તેનાં કારણ.

અજ્ઞાનીની દૃષ્ટિ સામાન્યપણે પર ઉપર જ છે, તેને આત્મસ્વભાવની જાગૃતિ જરા પણ નથી એટલે તેને મરણ વખતે અંતરમાં ઝોળો આવી જાય છે, ભલે કદાચ તે બહારમાં છેલ્લા વખત સુધી બોલતો હોય છતાં અંતરમાં તેને મૂઢતા થઈ જાય છે. અને જ્ઞાનીની દૃષ્ટિ સામાન્યપણે સ્વભાવ ઉપર જ છે, જીવનમાં ક્ષણે ક્ષણે ચૈતન્યની જાગૃતિ વર્તે છે તેથી તેમને મરણ વખતે પણ અંતરમાં સમાધિ જ હોય છે.

આખા જીવનમાં જે જાતનું સેવન કર્યું હોય તે જાતનો સરવાળો આવે. જેણે અજ્ઞાનનું સેવન કર્યું છે એવા અજ્ઞાનીને જીવનના સરવાળે ઝોળો આવે છે અને જ્ઞાનીને આત્મસમાધિ થાય છે. સામાન્યપણે તો અજ્ઞાનીને સદાય ઝોળો જ છે અને જ્ઞાનીને સદાય દૃષ્ટિમાં સમાધિ જ છે, અને જીવનના અંત-સમયે તે વિશેષપણે પ્રગટ દેખાય છે.

જ્ઞાનીની દૃષ્ટિ અસંયોગી આત્મસ્વરૂપ ઉપર છે; કષાયની મંદતારૂપ પુણ્યપરિણામ ઉપર પણ તેની દૃષ્ટિ નથી, તથા

થાય જ છે, તેવી જ રીતે ગમે તેવા શુભપરિણામ કરે છતા તે વખતે જે પુણ્યબંધ થાય છે તેની સાથે જ અમુક તો પાપબંધ પણ થાય જ છે પુણ્ય-પાપ રહિત એકલો શુદ્ધભાવ હોઈ શકે પણ એકલુ પુણ્ય કે એકલુ પાપ કોઈ જીવને હોઈ શકે નહિ, પુણ્ય-પાપ બને સાથે જ હોય જો એકલુ પુણ્ય થઈ જાય તો સંસાર જ ન હોઈ શકે અને જો એકલુ પાપ થઈ જાય તો ચૈતન્ય જ સર્વથા ઢંકાઈ જાય એટલે કે આત્માનો જ નાશ થાય

નિગોદના જીવને પણ અમુક તો મંદકષાય હોય જ છે. તેને જે ચૈતન્યનો ઉઘાડ છે તે મંદકષાયનું ફળ છે. જો મંદ-કષાયરૂપ પુણ્ય સર્વથા ન હોય ( એકાંત પાપ જ હોય ) તો ચૈતન્યપણું જ ન રહી શકે અને વર્તમાન જેટલો ચૈતન્યનો ઉઘાડ છે તે ઉઘાડ બંધનનું કારણ થતો નથી હિંસા કરતી વખતે પણ કષાઈને અલ્પ-અલ્પ પુણ્ય બંધ થાય છે હિંસા ભાવ તે પુણ્ય બંધનું કારણ નથી પણ તે વખતેય ચૈતન્યની હૈયાતી છે-જ્ઞાનનો અંશ તે વખતે પણ પડ્યો છે, તેથી સર્વથા પાપમા જોડાણુ થતુ નથી

આત્માનુ શુદ્ધસ્વરૂપ એક અભંગ છે અને સંસારનુ (વિકારનુ ) સ્વરૂપ જ અનેક ભંગવાળુ છે વિકાર એકરૂપ ન હોય, શુભ કે અશુભ ગમે તે વિકારભાવ તે મોહરૂપ ભાવ છે, તેનાથી પુણ્ય-પાપ બંનેની પ્રકૃતિ અને સ્થિતિ બંધાય છે. ચૈતન્ય અખંડ એકરૂપ છે, તેની શુદ્ધતામા દ્વિરૂપતા નથી, પણ એક જ પ્રકાર છે, અને અશુદ્ધતામા દ્વિરૂપતા હોય છે આત્માની શુદ્ધતારૂપ ધર્મ પુણ્ય-પાપ વગર એકલો રહી શકે છે.

વીર સં. ૨૪૭૧ માગસર વદ ૦))

## (૭૩) દુઃખના કારણરૂપ ચાર પ્રકારની ઇચ્છા અને તે ટાળવાનો ઉપાય

દુઃખનું લક્ષણ આકુળતા છે અને આકુળતા ઇચ્છા થતાં થાય છે. પોતાના નિરાકુળ આત્મસ્વરૂપને જાણ્યા વિના ચાર પ્રકારની ઇચ્છા જીવને થયા કરે છે—

(૧) પરવિષયોના ગ્રહણની ઇચ્છા હોય છે અર્થાત્ તેને દેખવા-જાણવા ઇચ્છે છે, પણ સ્વભાવને જાણવા-દેખવાની ભાવના કરતો નથી. વર્ણ દેખવાની, રાગ સાંભળવાની તથા અવ્યકત પદાર્થોને જોવા વગેરેની ઇચ્છા થાય છે અને જ્યાંસુધી તેને દેખે-જાણે નહિ ત્યાંસુધી તે મહાવ્યાકુળ થાય છે. પોતાના આત્મસ્વરૂપને જ જ્ઞાનનો વિષય કરીને તેને જ જાણવાને બદલે પરવસ્તુને જાણવા-દેખવાની ઇચ્છા કરે છે—એનું નામ **વિષય** છે.

(૨) પોતાના શાંત ચૈતન્ય સ્વરૂપમાં ક્રોધાદિ નથી, તે સ્વરૂપને ન અનુભવ્યું એટલે પરલક્ષે ક્રોધ, માન વગેરે થતાં બીજાને હલકો પાડવાની, કોઈનું બુરૂં કરવાની, પરવસ્તુ પ્રાપ્ત કરવાની વગેરે ઇચ્છા થાય છે અને જ્યાંસુધી એવું કાર્ય ન થાય ત્યાંસુધી તે મહાવ્યાકૂળ રહ્યા કરે છે, આને **કષાય** કહે છે.

(૩) પોતાના અસંયોગી સ્વભાવનું લક્ષ ન કર્યું એટલે સંયોગ ઉપર જ લક્ષ ગયું. ત્યાં પૂર્વના પાપને કારણે આવેલા રોગ, ક્ષુધા વગેરે પ્રતિકૂળ સંયોગોને દુઃખનું કારણ માનીને તેને દૂર કરવા ઇચ્છે છે અને તે માટે આકુળવ્યાકુળ થાય છે. આ ઇચ્છાનું નામ **પાપનો ઉદય** છે.

(૪) પોતાના નિરાકુળ નિર્વિકાર સ્વાભાવના અનુભવનથી ચ્યુત થઈને, જે સયોગ અનુકુળ માને તેને એક સાથે ભોગવી લેવાની ઇચ્છા કરે છે આ ઇચ્છાનુ નામ પુણ્યનો ઉદય છે, કેમકે તેનુ લક્ષ વર્તમાનમા પુણ્યના ફળ પ્રત્યે છે પુણ્ય ફળને ભોગવવાની જે ઇચ્છા છે તે તો પાપ જ છે

જો પોતાના સ્વરૂપના અનુભવમા એકાગ્ર થાય તો કેવળજ્ઞાન થતા ત્રણ કાળ ત્રણ લોકના સમસ્ત પદાર્થોનુ ગ્રહણ જ્ઞાનમા એક સાથે થાય, પણ અજ્ઞાની જીવ પોતાના સયોગ રહિત સ્વભાવને ભૂલીને સયોગને ભોગવવા માગે છે પણ પુણ્યના ફળરૂપ સર્વ સામગ્રીઓને એક સાથે લક્ષમા લઈ શક્તો નથી, એક સમયે થોડા જ પદાર્થને લક્ષમા લઈ શકે છે, તેથી સમયે સમયે નવા નવા પદાર્થોને જાણવાની, મેળવવાની કે ભોગવવાની ઇચ્છાથી આકુળ-વ્યાકુળ જ થયા કરે છે, એક સમય માત્ર પણ નિરાકુળ રહેતો નથી જ્યારે કઈક મદ કષાય થાય ત્યારે અજ્ઞાની જીવ પોતાને સુખી માને છે, પરતુ તેને પોતાના રાગરહિત સ્વરૂપનો અનુભવ નથી અને પર પદાર્થોને ભોગવવાની આકુળતા છે તેથી તે નિરંતર દુખી જ છે

જ્યાસુધી જીવ પોતાના નિરાકુળ સ્વરૂપને ન જાણે ત્યા સુધી તેને ઉપરની ચારે પ્રકારની ઇચ્છાનો નિરતર સદ્ભાવ હોય છે તે ઇચ્છા કેમ થાય છે? તેને પોતાના સુખસ્વરૂપનો નિર્ણય અને વેદન નથી તેથી તેને સ્વરૂપનો સતોષ નથી પણ સદાય અસતોષ રહ્યા કરે છે, તેથી તે પરવસ્તુથી સુખ મેળવવાની ઇચ્છા કરે છે. આત્મા તો જ્ઞાન-આનદના સ્વભાવવાળો કૃતકૃત્ય

છે તેની રુચિ અને પ્રતીત કરે તો પર દ્રવ્યો પ્રત્યેની ઇચ્છા ટળે. પણ પોતાના એવા સ્વભાવની રુચિ, પ્રતિત કે વિશ્વાસ ન કરે અને પર વિષયોના ગ્રહણની રુચિ કરે તે જીવને કદી ઇચ્છા ટળતી નથી, આત્માના શ્રદ્ધા-જ્ઞાન-ચારિત્રને ચૂકીને ઇચ્છામાં જ તે લીન થઈ ગયો છે, એ જ દુઃખ છે.

(૭૪) દુઃખ ટાળવાનો ઉપાય કોણ કરે ?

અજ્ઞાનીઓને પોતાનું દુઃખ ભાસતું નથી તેથી અહીં ગ્રંથકાર સંસારના દુઃખ સિદ્ધ કરે છે. હે જીવ ! પહેલાં તું નક્કી કર કે તને દુઃખ છે કે નહિ ? પોતાને દુઃખ છે એમ જો જીવ જાણે તો તે દુઃખ શા કારણે છે તે જાણીને તે કારણો દૂર કરે અને સુખનાં કારણોને જાણીને તેનો ઉપાય કરે. હે ભાઈ, અનાદિથી આ સંસારમાં તું દુઃખી છો, તને ઇચ્છારૂપી રોગ વળગ્યો છે તેથી તું રોગી છો. જો તને તારું દુઃખ ભાસે અને તેનાથી છૂટવાની જિજ્ઞાસા થતી હોય તો તું સદ્‌ગુરુરૂપી વૈદ્ય પાસે જઇને તેમને પૂછ કે મારા રોગનું કારણ શું છે અને તે રોગ ટાળવાનો ઉપાય શું છે ?

(૭૫) દુઃખનું લક્ષણ

કાંઈ પણ ઇચ્છા થઈ એ જ દુઃખ છે. જો જીવ ખરેખર સંપૂર્ણ સુખી હોય તો તેને ઇચ્છા જ ન થાય. જો જીવને સુખ જ હોય તો તે સુખદશાથી છૂટીને બીજાની ઇચ્છા શા માટે કરે ? આત્માનો પૂર્ણ આનંદ અનુભવાતો હોય ત્યાં પરની ઇચ્છા જ કેમ થાય ? ઇચ્છા થાય એ જ એમ બતાવે છે કે તે જીવ દુઃખની ભૂમિકામાં રહેલો છે. જો આત્માનો નિરાકુળ

જ્ઞાન પ્રમાણે બધા પદાર્થોનું પરિણમન સ્વયં થાય, પણ જીવની ઇચ્છા પ્રમાણે બધા પદાર્થો કદી પરિણમે નહિ. આથી નક્કી થયું કે જ્ઞાન કરવું તે જીવનો સ્વભાવ છે અને ઇચ્છા કરવી તે જીવનો સ્વભાવ નથી.

(૭૬) ઇચ્છા ટાળવાનો ઉપાય ભેદજ્ઞાન

ઇચ્છાનો નિરોધ કોના આધારે થઈ શકે? હું જ્ઞાન-આનંદ સ્વરૂપ આત્મા છું, બધાને જાણવાનો મારો સ્વભાવ છે, પણ ઇચ્છા કરવી તે મારું સ્વરૂપ નથી—એમ પોતાના જ્ઞાન-સ્વભાવની શ્રદ્ધા અને એકાગ્રતાના જોરે ઇચ્છાનો અભાવ થઈ જાય છે. એકલા જ્ઞાન સ્વભાવની અસ્તિમાં ઇચ્છાની નાસ્તિ જ છે—એમ પહેલાં જ્ઞાન અને ઇચ્છાના ભિન્નપણાની પ્રતીતિ કરીને જો જ્ઞાનની એકાગ્રતા કરે તો ઇચ્છાનો નાશ થઈ જાય છે; પણ એમ ને એમ આત્માને જાણ્યા વગર ઇચ્છાનો નિરોધ અદ્ધરથી થઈ શકે નહિ. જેણે ઇચ્છા રહિત આત્મસ્વભાવ જાણ્યો નથી તે કયે ઠેકાણે એકાગ્રતા કરીને ઇચ્છા ટાળશે? કોઈ પણ ઇચ્છા તે દુઃખ જ છે અને મારા સ્વભાવમાં અંશ માત્ર ઇચ્છા નથી એવો જ્યાંસુધી નિર્ણય ન થાય ત્યાંસુધી જીવ ઇચ્છાને ટાળવા કેમ માગે? ઇચ્છામાં જો જીવને સુખ લાગે તો તે ઇચ્છાને પોતાનું સ્વરૂપ માનીને રાખવા માંગે. પણ જો પોતાના સ્વભાવને જાણે તો તેને ભાન થાય કે આ ઇચ્છાઓની ઉત્પત્તિ મારા સ્વભાવમાંથી થતી નથી અને તે દુઃખદાયક છે, માટે તે ટાળવા યોગ્ય છે. આવું જેને ભેદજ્ઞાન હોય તે જીવ સ્વભાવના ભાવનાવડે ઇચ્છાના નાશનો

તો પાપક્રિયાઓમા જ વર્તે છે, પુણ્યક્રિયાઓમાં બહુજ થોડો જોડાય છે. તેથી જે સામગ્રીઓને ભોગવવાની ઇચ્છાને જગત સુખ માને છે-તેવી સામગ્રીઓનો સંયોગ કોઈ જીવને કયારેક થાય છે વળી કોઈ જીવને પુણ્યના ફળરૂપ ઘણી સામગ્રી હોવા છતા જો તેને ઘણી ઇચ્છા હોય તો તે ઘણો દુખી છે અને કોઈ જીવને થોડી સામગ્રી હોવા છતા જો થોડી ઇચ્છા હોય તો તે થોડો દુખી છે, તેથી સુખી-દુખી થવું તે ઇચ્છાના અનુસારે જાણવુ, પણ બાહ્ય સામગ્રી અનુસાર નથી દેવોને થોડુ દુખ અને નારકીને ઘણુ દુખ કહેવાય છે તે સંયોગની અપેક્ષાએ નથી પણ દેવોને મંદ ઇચ્છા છે અને નારકીને તીવ્ર ઇચ્છા છે તેથી તેમ કહેવાય છે. દેવોને સુખી માનવા તે ભ્રમ છે, કેમકે પ્રાપ્ત સામગ્રીઓને ભોગવવાની ઇચ્છાથી તેઓ પણ દુખી જ છે. ભક્તિની શુભ ઇચ્છા થાય તો તે પણ દુખ છે, તેનાથી બંધન થાય છે. એ પ્રમાણે સંસારી જીવોને મિથ્યાત્વ, અજ્ઞાન ને અસંયમથી ઇચ્છા થાય છે અને તે ઇચ્છા જ દુખ છે, તેથી મિથ્યાત્વ અજ્ઞાન ને અસંયમભાવ એ જ દુખના કારણ ઠર્યા તેમાં સૌથી મોટુ મૂળ કારણ મિથ્યાત્વ છે.

આ રીતે, સંસારી જીવોને દુ:ખ છે એમ સિદ્ધ કર્યું અને તે દુખનાં કારણો પણ જણાવ્યા.

## (૭૯) સુખનો ઉપાય રત્નત્રય છે

હવે તે દુઃખથી છૂટવાનો ઉપાય બતાવે છે—જે જીવોને દુખથી છૂટવુ હોય તેમણે ઇચ્છા દૂર કરવાનો ઉપાય કરવો જોઈએ, કેમકે ઇચ્છાથી જ દુ:ખ થાય છે. ઇચ્છા તો ત્યારે જ દૂર થઈ શકે કે જ્યારે મિથ્યાત્વ, અજ્ઞાન અને અસંયમનો

અભાવ થઈ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રની પ્રાપ્તિ થાય, માટે એ સમ્યગ્દર્શનાદિ કાર્યનો જ ઉદ્યમ કરવો યોગ્ય છે. એ સાધનવડે જ સાચું સુખ પ્રગટે છે. જેમ જેમ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર વધતા જાય તેમ તેમ ઇચ્છા તથા દુઃખ ટળતા જાય છે અને સાચુ સુખ પ્રગટતુ જાય છે

## (૮૦) જીવોએ અનંતકાળમાં કેવા ભાવ કર્યા છે?

સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર તે સુખનુ કારણ છે અને તે જ ધર્મ છે, ધર્મ તો આત્માનો સ્વભાવ છે તેથી તે સ્વભાવ વડે તો પુણ્ય કે પાપ કાંઈ ન બધાય. ધર્મભાવ તો મુક્તિનુ કારણ છે, બધનનુ કારણ નથી જે ભાવે કાંઈ પણ બંધન પડે તે ભાવ ધર્મ નથી પુણ્ય બધાય તે પણ વિકાર છે, ધર્મ નથી. અજ્ઞાનતાના કારણે જીવે અનતભવમા પુણ્ય-પાપ અનતવાર કર્યા છે, અનાદિથી એ જ કર્યું છે પણ પુણ્ય-પાપરહિત આત્માનો સ્વભાવ છે તેનો કદી એક ક્ષણ પણ નિર્ણય કર્યો નથી, એક ક્ષણ પણ પુણ્ય-પાપથી જુદા સ્વભાવને જાણ્યો નથી, માન્યો નથી, અનુભવ્યો નથી, તેની રુચિ પણ કરી નથી. આત્માના ધર્મની જાત પુણ્ય-પાપથી જુદી છે, તેને સમ્યગ્જ્ઞાનીઓ જ જાણે છે, અને તેઓ તો ધર્મી છે. એમ ધર્માઓનો એક વર્ગ જુદો સમજવો

બીજો વર્ગ-જેઓ પુણ્ય-પાપમા જ ધર્મ માને છે એવા અધર્મીઓનો છે પહેલા ધર્મીજીવોને જુદા પાડીને હવે અધર્મી જીવોમા પણ અવાંતર બે ભાગ પાડે છે પુણ્ય-પાપથી જુદા ચૈતન્ય સ્વભાવની ઓળખાણ તો નથી કરી પરંતુ પુણ્ય-પાપમાંયે જીવે મુખ્યપણે પાપ જ કર્યા છે, પુણ્ય તો બહુ થોડા

જીવો ક્યારેક કરે છે. પાપમાં પ્રવર્તનારા જીવો ઘણા હોય છે પણ પુણ્યમાં પ્રવર્તનારા થોડા હોય છે. વિષયગ્રહણ વગેરેની ઇચ્છા તે તો પાપ જ છે, પુણ્યબંધ તો ધર્માનુરાગથી થાય છે. જો કે ધર્માનુરાગ પણ આત્માનો સ્વભાવ નથી—ધર્મ નથી—પરંતુ અહીં તો ગ્રંથકારને એટલું સિદ્ધ કરવું છે કે-સંસારમાં પાપબંધ ભોગવનારા જ ઘણા છે, પુણ્યબંધવાળા જીવો થોડા જ છે.

## (૯૧) અજ્ઞાનીઓ દુઃખને પણ ઓળખતા નથી

અજ્ઞાનીઓ આત્મસ્વભાવને તો જાણતા નથી, પરંતુ સંસારમાં કેમ ચાલી રહ્યું છે તે પણ જાણતા નથી. જીવ પોતાના સ્વરૂપને ભૂલીને પર પદાર્થોની રુચિમાં એવો તલ્લીન થઈ ગયો છે કે સત્ય વસ્તુસ્વરૂપ વિચારવાની તે કદી દરકાર કરતો નથી. એકવાર આત્માની દરકાર કરીને, પર પદાર્થોની રુચિથી પાછો ખસીને વિચાર કરે તો તેને સંસારના સ્વરૂપનો સાચો ખ્યાલ આવે. જ્ઞાનીઓએ સ્વભાવને જાણ્યો છે અને જગતના જીવો કેવા કેવા પ્રકારે દુઃખી થાય છે એ પણ તેમણે યથાર્થ જાણ્યું છે; પોતે પણ પહેલાં અજ્ઞાનદશામાં તેવાં તેવાં દુઃખો અનુભવ્યાં હતાં અને હવે તે દુઃખરહિત સ્વભાવને પણ અનુભવ્યો છે તેથી જ્ઞાનીઓ જ સંસારના દુઃખને અને તેનાં કારણોને તેમજ તે ટાળીને સુખી થવાના ઉપાયને બરાબર વર્ણવી શકે છે. અજ્ઞાનીને સુખનો તો અનુભવ નથી અને દુઃખને દુઃખ તરીકે પણ તેણે ઓળખ્યું નથી. તેથી સુખી થવાનું અને તેના ઉપાયનું તેનું વર્ણન પણ મિથ્યા હોય છે.

## (૮૨) પુણ્ય કરતાં પણ ચૈતન્યધર્મની દુર્લભતા

ઘણા જીવો તો પરવિષયના ગ્રહણમા જ રોકાય છે, તેમને તો પાપ છે, કોઈ પૈસા વગેરે ખર્ચે ત્યા પણ માનમા તણાઇ જાય તો તેને પણ પાપ છે, પુણ્ય તો કષાયની મદતાથી થાય છે પુણ્યના બહાને અભિમાન કરે તે પણ પાપ છે પુણ્ય તો ધર્માનુરાગથી થાય છે એવા પુણ્યભાવ કોઇ જીવને કો. વાળે થાય છે ઇચ્છા પ્રમાણે સામગ્રીનો સયોગ અને વર્તમાન મદકષાયરૂપ પુણ્યપરિણામ તો કોઇક જીવને હોય છે, છતા એવા જીવો પણ દુખી જ છે હે જીવ! અનાદિ સસારમા તે ઘણી તો પાપપ્રવૃત્તિ જ સેવી છે, પુણ્યના કારણો ઘણા થોડા સેવ્યા છે અને પુણ્ય–પાપથી પાર આત્માના ચૈતન્યધર્મની તો તે કદી ક્ષણમાત્ર દરકાર જ કરી નથી ચૈતન્યધર્મનુ સેવન એક ક્ષણમાત્ર પણ કર્યું નથી પુણ્યમા સુખ માની લીધુ, પણ તે દુખ છે પુણ્યના ફળમા સામગ્રીનો સયોગ મળે પણ તેનાથી ધર્મ ન મળે,—સુખ ન મળે

## (૮૩) પાપ અને પુણ્ય વચ્ચે વિવેક, તથા પુણ્ય અને ધર્મની જાતનુ જુદાપણું

એક ગણુ દાન કરવાથી સહસ્રગણુ ફળ મળશે—એવી ભાવનાથી જે દાન કરે છે તે જીવે તો વર્તમાનમા જ હજારગણી તૃષ્ણા વધારીને પાપ બાધ્યુ છે, સામગ્રી ઉપરથી તૃષ્ણા અને રાગ ઘટાડે તો પુણ્ય થાય, તેને બદલે તેણે તો વર્તમાનમા જ હજાર ગણી સામગ્રીની ભાવના કરીને તૃષ્ણા અને રાગ વધાર્યો છે પોતાના પૂરા સ્વભાવને ભૂલ્યો છે તેથી સયોગમા પૂર્ણતા ે છે. આમ મળશે ને તેમ મળશે–એમ બધા સયોગની

ભાવના કરે છે પણ ' હવે નથી જોઈનું '–એમ તો ક્યાય કહેતો જ નથી આ જગતમા અજ્ઞાનીઓની તૃષ્ણા અપાર છે, તેનો ક્યાય અંત નથી જે હજારગણુ પાછુ લેવાની ભાવનાથી દાનાદિ કરે તેને તો પુણ્યપરિણામ પણ નથી વર્તમાન અનુકૂળ સામગ્રી મળવી તે પૂર્વના પુણ્ય હોય તો જ બને છે, એ પુણ્ય બાધવાના પ્રસંગમા પણ જીવ બહુ થોડા પ્રવર્તે છે જ્યા પુણ્યના પરિણામના પણ ઠેકાણા નથી ત્યા ધર્મની તો દરકાર જ ક્યા છે ? આથી એમ ન સમજવુ કે પુણ્યનુ માહાત્મ્ય બતાવે છે જો કે પાપ કરતા પુણ્ય પરિણામ થોડા જ થાય છે છતા જીવ અનંતવાર પુણ્ય કરીને તેના ફળમા મોટો દેવ થયો છે, અને ત્યાથી પુણ્યના ફળને ભોગવવાની રુચિને લીધે પાછો પાપ કરી દુર્ગતિમા રખડયો છે તીર્થંકર ભગવાનના પુણ્યની અનુમોદના કરવી અર્થાત્ તેમના પૂર્વના પુણ્ય પરિણામને ભલા માનવા તે પણ મિથ્યાત્વ જ છે, તો પછી તુચ્છ પુણ્યની જેને મીઠાશ છે તેની તો વાત જ શુ ? તીર્થંકરના પુણ્ય પણ રાગથી બધાયેલા છે, તે રાગને લીધે આત્માના ગુણમા ભંગ પડે છે, જેને તે રાગની અનુમોદના છે તેને આત્માના વીતરાગી ગુણોની ભાવના નથી આત્મસ્વભાવની અને પુણ્યની જાત જ જુદી છે, તેથી જેને આત્માની રુચિ છે તેને પુણ્યની રુચિ હોય જ નહિ, અને જેને પુણ્યની રુચિ હોય તેને આત્માના સમ્યગ્દર્શનાદિ વીતરાગીભાવની રુચિ હોય જ નહિ એટલે કે તેને મિથ્યાત્વની રુચિ હોય જેમ–કોઈ સજ્જન માણસ ગરીબ હોય અને કોઈ દુર્જન અનાર્ય માણસ પૈસાવાળો હ ' હુ આ અનાર્યને ત્યા પુત્ર

એવી ભાવના કદી સજ્જન માણસને હોય જ નહિ. તેમ સજ્જન એવા આત્મસ્વભાવની જેને ઓળખાણ અને ભાવના હોય તે જીવને 'હું પુણ્ય કરું અને તેના ફળને ભોગવું' એવી દુર્ભાવના કદી ન હોય, કેમકે પુણ્ય તો વિકાર છે, અનાર્ય છે, આત્માના સ્વભાવની અપેક્ષાએ તે અસ્પર્શ્ય છે.

વીર સં. ૨૪૭૧. પોષ સુદ-૧.

## (૮૪) જ્ઞાની સમજાવે છે કે આત્માના સ્વભાવમાં રાગ-દ્વેષ નથી

એક વખત એક માણસને ડાબા પગે ગૂમડું થયું; વાણંદ તેને હંમેશા પાટો બાંધવા આવે. જ્યારે તે ડાબા પગને અડે ત્યારે તે માણસ બૂમ પાડવા માંડે, એમ કરતાં કરતાં ડાબા પગનું ગૂમડું લગભગ રૂઝાઇ ગયું છતાં તેને બૂમ પાડવાની ટેવ પડી ગઇ તેથી બૂમ પાડે. એક વખત તે વાણંદ તે માણસના જમણા પગને અડ્યો, તો ત્યાં પણ તેણે રાડ પાડી. ત્યારે વાણંદે તેને કહ્યું કે અરે ભાઇ! તારા ડાબા પગનું ગૂમડું કાંઇ જમણા પગે ન આવી જાય, તું મફતનો રાડ પાડે છે, તને ખોટી રાડ પાડવાની ટેવ પડી ગઈ છે. પોતાને પીડા થાય છે કે નથી થતી તે જાણવાની દરકાર કરતો નથી પણ માત્ર હાથ અડે ત્યારે દુઃખ માનીને રાડ પાડવાની ટેવ પડી ગઇ છે.

જેમ જમણા પગનું ગૂમડું ડાબા પગે ન આવે, તેમ પૂર્વની પર્યાયના રાગ-દ્વેષ વર્તમાન પર્યાયમાં આવતા નથી. પોતે વર્તમાન-વર્તમાન નવા નવા રાગ-દ્વેષ કરતો આવે છે. પણ જો વર્તમાનમાં જ સ્વભાવના લક્ષે એકાગ્ર થાય તો રાગ-દ્વેષ થાય નહિ. આત્માના ...માં રાગ-દ્વેષ નથી, પરવસ્તુ રાગ-દ્વેષ કરાવતી નથી તેમ

જ એક પર્યાયના રાગ દ્વેષ લંબાઇને બીજી પર્યાયમા આવી જતા નથી પણ અજ્ઞાનીને રાગરહિત આત્મસ્વભાવની દૃષ્ટિ નહિ હોવાથી તે એમ માની બેઠા છે કે પૂર્વ પર્યાયના રાગ-દ્વેષ ચાલ્યા આવે છે તેની એવી માન્યતાને લીધે તેનો પુરુષાર્થ રાગ દ્વેષમા જ અટકી ગયો છે અને તેને ત્યા જ એકત્વબુદ્ધિ થઇ ગઈ છે તે એકત્વબુદ્ધિ છોડાવીને સ્વભાવમા અભેદદૃષ્ટિ કરાવવા માટે જ્ઞાનીએ તેને સમજાવે છે કે હે ભાઇ ! તારા સ્વભાવમા રાગ દ્વેષ નથી, અને વર્તમાન પર્યાયમા રાગ-દ્વેષ થાય તેનો બીજા સમયે અભાવ જ થઇ જાય છે, તુ મફતનો ભ્રમથી રાગ દ્વેષને તારુ સ્વરૂપ માની રહ્યો છો તુ વિચાર કે એ રાગાદિ પરિણામો કેટલા અનિત્ય છે ? કોઇ પણ વૃત્તિ ટકી રહેતી નથી, માટે એવું તારુ સ્વરૂપ ન હોઈ શકે એમ જો તુ તારા રાગરહિત ચૈતન્ય સ્વભાવનો વિશ્વાસ કર તો તારી પર્યાયનાથી પણ રાગ દ્વેષ ટળવા માડશે તારા સ્વભાવના લક્ષે પર્યાયમા પણ વીતરાગતાની જ ઉત્પત્તિ થશે. માટે તુ રાગ દ્વેષ રહિત શુદ્ધ જ્ઞાયક સ્વભાવની ઓળખાણ અને શ્રદ્ધા કર—એ જ દુ ખ ટાળવાનો ઉપાય છે જીવે કદી પોતા તરફ જોવાની દરકાર જ કરી નથી કે આ રાગ દ્વેષ તો નવા નવા થાય છે કે એકને એક જ સદાય ચાલ્યા આવે છે ? અને એ રાગ-દ્વેષ સ્વભાવમા છે કે નથી ? રાગ દ્વેષ પોતાના ઊંધા પુરુષાર્થથી નવા નવા થાય છે અને સ્વભાવમા તે નથી-એમ નક્કી કરીને જો સ્વભાવ તરફ ઢળે તો રાગથી ભિન્ન સ્વભાવ કેવો છે તેનો અનુભવ થાય

વીર સં. ૨૪૭૧ માગસર સુદ–૩

(૮૫) સ્વભાવદૃષ્ટિએ પરિપૂર્ણ, નિર્વિકારી ને અસંયોગી; પર્યાયદૃષ્ટિએ અપૂર્ણ, વિકારીને સંયોગી —તેમાં કોનાં લક્ષે સુખ પ્રગટે ?

શરીર, મન, વાણીથી જુદો, કર્મોથી જુદો અને રાગ દ્વેષાદિ વિકારી ભાવોથી પણ પરમાર્થે જુદો એવો આ ચૈતન્ય સ્વરૂપી આત્મા જ્ઞાન–દર્શન–સુખ–વીર્ય–આનંદ વગેરે અનંત ગુણોનો એકરૂપ પિંડ અનાદિઅનંત વસ્તુ છે. 'રાગદ્વેષાદિ સાથે હું એકમેક છુ, પર પદાર્થો સાથે મારે કાંઈ નબધ છે અને તેનું હું કાંઈ કરી શકુ છુ ' એવા પ્રકારે પરદ્રવ્યના અહંકારરૂપ મિથ્યાદૃષ્ટિ જીવની મૂઢતા છે, તે મૂઢતા આત્માની પર્યાય છે, એ ક્ષણિક વિકારી પર્યાય તે સંસાર છે–દુઃખ છે

'જીવ' તો પરિપૂર્ણ, નિર્વિકારી અને અસંયોગી છે, પરંતુ પોતે પોતાના સ્વભાવને ભૂલી ગયો હોવાથી તેના જ્ઞાન–દર્શન–વીર્યની અવસ્થામાં અપૂર્ણતા છે ચારિત્ર–શ્રદ્ધા વગેરેની અવસ્થામાં વિકાર છે અને નિમિત્તરૂપે આઠ કર્મો તથા શરીરાદિનો સંયોગ છે અને જીવ પોતાના સ્વભાવને ભૂલીને માત્ર પર્યાયદૃષ્ટિથી પોતાને અપૂર્ણ–વિકારી ને સંયોગી જ માનીને પર્યાયમૂઢ થઈ રહ્યો છે, છતાં સ્વભાવ તો તે વખતે પણ પૂરો, વિકારરહિત અને અસંયોગી છે શું પોતે પોતાને પરિપૂર્ણ, અવિકારી અને અસંયોગી માને તો સુખ પ્રગટે ? કે અપૂર્ણ, વિકારી અને સંયોગવાળો માને તો સુખ પ્રગટે ? પર્યાયમાં રાગાદિ તો છે, જો તે રાગાદિ જેટલો જ પોતાને માને તો તે રાગાદિ વિકારનો અભાવ થઈ શકે નહિ, કેમકે જેની સાથે એકતા માને તેનો નાશ કરી શકે નહિ, પણ જો સ્વભાવની એકતાવડે

રાગાદિથી ભિન્નતા જાણે તો સ્વભાવની એકાગ્રતાવડે તેનો સર્વથા અભાવ કરે તેથી, અવસ્થામાં વિકાર, અપૂર્ણતા ને સંયોગ હોવા છતા તેનુ લક્ષ અને એકતાબુદ્ધિ છોડીને, પોતાનો સ્વભાવ પરિપૂર્ણ અવિકારી અને અસંયોગી છે તેની રુચિ કરીને ત્યાં લીન થાય તો અવસ્થામાં પૂર્ણતા, શુદ્ધતા ને અસંયોગીપણું પ્રગટે તથા અપૂર્ણતા અશુદ્ધતા ને સંયોગી પણુ ટળે, એટલે કે દુખ ટળે અને સુખ પ્રગટે.

હુ મારા સ્વભાવથી જ પૂરો શુદ્ધ છુ-એમ સ્વભાવને જાણવો તે નિશ્ચયનય છે અને પર્યાયમા અપૂર્ણતા વિકાર છે-એમ પર્યાયને જાણવો પણ તેને ત્રિકાળી સ્વરૂપ ન માનવું તે વ્યવહાર નય છે. આ બંને પડખાને જાણીને ત્રિકાળી સ્વભાવને મુખ્ય કરીને તેની શ્રધ્ધા કરે કે 'આજ હુ છુ' અને વર્તમાન પર્યાયને ગૌણ કરીને તેની શ્રદ્ધા છોડે કે 'આ હું નથી,'—એ જ સમ્યગ્દર્શન છે—એવી શ્રધ્ધા વડે જ અવસ્થામાથી વિકાર ટળી જાય છે અને સુખ પ્રગટે છે એ સિવાય બીજો કોઈ ઉપાય નથી.

### (૮૬) ચૈતન્યની શુદ્ધતા કોને પ્રગટે ?

જે પોતાને જડનો ધણી માને, જડનો કર્તા માને કે જડથી લાભ-નુકશાન માને તે જીવ જડથી જુદા ચૈતન્યતત્ત્વને નહી અનુભવી શકે નહિ, અને ચૈતન્યની શુદ્ધિને તે પામે નહિ.

જે પોતાને વિકારનો કર્તા માને, વિકારરૂપ જ માને તે જીવ પણ વિકારરહિત શુદ્ધ ચૈતન્યતત્ત્વનો અનુભવ કરી શકે નહિ પણ વિકારનો જ અનુભાવ કરે.

જે જીવ પોતાને ચૈતન્યતત્ત્વપણે જ જાણે-માને અને અનુભવે તે જીવ જડને પોતાનુ માને નહિ અને-વિકારનો પોતાપણે અનુભવ કરે નહિ, પણ ચૈતન્યતત્ત્વને જડથી અને વિકારથી ભિન્ન પણે અનુભવે, તે અનુભવના જોરે તેને અશુદ્ધતા ટળી જાય અને શુદ્ધતા પ્રગટે

## (૮૭) પરનું ધણીપણુ તે સંસાર, સ્વભાવનું ધણીપણું તે મોક્ષ

જડનુ ધણીપણુ તે સંસાર છે, વિકારનુ ધણીપણુ તે પણ સંસાર છે, જેને જડનુ ધણીપણુ હોય તેને વિકારનુ ધણીપણું હોય જ, તેમજ જેને વિકારનુ ધણીપણુ હોય તેને જડનું ધણીપણુ હોય જ. અને સ્વભાવનુ ધણીપણુ તથા અંશે એકતા તે મોક્ષમાર્ગ, સ્વભાવનુ ધણીપણુ અને પૂર્ણ એકતા તે મોક્ષ

## (૮૮) કાળ કે બાહ્ય ત્યાગના આધારે ધર્મનું કે પુણ્ય પાપનુ માપ નથી.

ધર્મ કે પુણ્ય પાપનું માપ કાળની લંબાઈ ઉપરથી કે બાહ્ય ત્યાગ ઉપરથી નથી, પણ આત્માના પરિણામ ઉપરથી છે પૂજા ભકિત સ્વાધ્યાય વગેરેમા લાંબોકાળ રહે માટે તેને પુણ્ય પરિણામ વધારે છે અને બીજો જીવ તેમા થોડો કાળ રહે માટે તેને ઓછા છે એવુ માપ નથી, પણ શુભપ્રસંગમા ઘણો કાળ રહે છતા કષાયની વિશેષ મંદતા ન કરે તો તેને પુણ્ય વિશેષ નથી અને તેવા પ્રસંગમા થોડો કાળ રહે છતા અંતરમા કષાયની મંદતા ઘણી કરતો હોય તો તે જીવને પુણ્ય વિશેષ છે તેવી જ રીતે કોઈને બહારમા ઘણો ત્યાગ દેખાય છતા પુણ્યપરિણામ

થોડાં હોય અને કોઈને બહારમાં ત્યાગ ન દેખાય છતાં પુણ્ય-પરિણામ વિશેષ હોય, માટે બાહ્ય ત્યાગ ઉપરથી તેનું માપ નથી. પુણ્યની માફક પાપનું માપ પણ કાળ કે સંયોગ ઉપરથી નથી પણ પરિણામ ઉપર છે. તેવી જ રીતે ધર્મનું માપ પણ કાળ કે ત્યાગ ઉપરથી નથી. એ ખાસ ધ્યાન રાખવું કે જેટલે અંશે ભૂમિકા વધતી જાય તેટલે અંશે તે ભૂમિકાને યોગ્ય બહારમાં ત્યાગ પણ સહજપણે અવશ્ય હોય જ છે (જેમકે-સમ્યગ્દૃષ્ટિ ને ચોથી ભૂમિકામાં માંસાહાર, દારૂ, મધ વગેરેનો ત્યાગ; મુનિદશામાં વસ્ત્ર વગેરેનો ત્યાગ). પરંતુ એ બહારના ત્યાગથી ધર્મનું માપ નથી કેમકે એવો ત્યાગ તો ધર્મરહિત જીવને પણ સંભવે છે. કોઈ જીવને ઘણા કાળથી સાચી મુનિદશા પ્રગટ થઈ છે અને બીજા કોઈ જીવને સાચી મુનિદશા પ્રગટ થયાને થોડો કાળ થયો છે, તો પહેલાં જીવને વધારે જ શુદ્ધિ હોય અને બીજાને તેના કરતાં ઓછી જ હોય-એવો કાંઈ નિયમ નથી. પાછળથી મુનિ થયેલ જીવ પણ જો વિશેષ પુરુષાર્થ વડે સ્વભાવની લીનતા કરે તો તે, ઘણા કાળથી મુનિ થયેલ જીવની પહેલાં કેવળજ્ઞાન પામી જાય. ઉપવાસાદિ ઘણાં કરે તે ઉપર શુદ્ધિનું માપ નથી પણ ચૈતન્યતત્ત્વની અંતરલીનતા ઉપર શુદ્ધિનું માપ છે.

### (૮૯) દુઃખ-સુખ તથા તેનાં કારણો.

સંસારદશામાં મિથ્યાદર્શન વગેરેથી જીવ અનંત દુઃખ ભોગવી રહ્યો છે. ક્ષણે ક્ષણે પરપદાર્થો તરફની આકુળતા થાય છે તે જ દુઃખ છે.

નિરાકુળતા એ જ સુખનું લક્ષણ છે. સમ્યગ્દર્શનથી પોતાના પૂરા સ્વભાવને જાણે તો અભિપ્રાયમાંથી પરપદાર્થોમાં સુખબુદ્ધિ

ટળી જાય એટલે સ્વભાવના લક્ષે તેને અંશે અનાકુળતા અનુભવવામાં આવે. સમ્યગ્દર્શન વગર અંશે પણ અનાકુળતા વાસ્તવિક હોય નહિ એટલે કે સમ્યગ્દર્શન વગર અંશે પણ સુખ હોય નહિ. એ સમ્યગ્દર્શનાદિ સાધન વડે સિદ્ધપદ પામતાં જીવને સર્વ દુઃખનો નાશ થાય છે અને સંપૂર્ણ સુખ પ્રગટ અનુભવાય છે.

(૯૦)

## ગ્રંથકાર ભલામણ કરે છે...

આ રીતે આ ત્રીજા અધ્યાયમાં પહેલાં તો સંસારી જીવને અનાદિથી દુઃખ છે એમ સિદ્ધ કર્યું છે અને તે દુઃખનાં કારણ મિથ્યાદર્શન-મિથ્યાજ્ઞાન તથા મિથ્યાચારિત્ર છે એમ જણાવ્યું છે. તે ટાળવા માટે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર પ્રગટ કરવાં જોઈએ, તે જ સુખનું કારણ છે. એ રીતે દુઃખ તથા તેનાં કારણો અને સુખ તથા તેનાં કારણોનું વર્ણન કર્યા બાદ અધિકાર પૂર્ણ કરતાં ગ્રંથકાર ભલામણ કરે છે-ઉપદેશ કરે છે કે-હે ભવ્ય ! હે ભાઈ ! અહીં સંસારનાં જે દુઃખો બતાવ્યાં તેનો અનુભવ તને થાય છે કે નહિ ? દુઃખ ટાળવા માટે તું જે જે ઉપાયો કરી રહ્યો છો તેનું જુઠાપણું દર્શાવ્યું તે તેમજ છે કે નહિ ? તથા સિદ્ધઅવસ્થા પ્રાપ્ત થતાં જ પૂર્ણ સુખ થાય-એ વાત બરાબર છે કે નહિ?-એ બધું વિચાર, અને તેનો નિર્ણય કર. જો ઉપર કહ્યા પ્રમાણે જ તને પ્રતીતિ આવતી હોય તો સંસારથી છૂટી સિદ્ધઅવસ્થા પામવાના અમે જે ઉપાય કહીએ છીએ તે કર ! વિલંબ ન કર ! એ ઉપાય કરતાં તારું કલ્યાણ જ થશે.

## ત્રીજો અધિકાર સમાપ્ત

જ હોય, પરમાં ન હોય. દરેક દ્રવ્યનું વિશેષ (-પર્યાય) તે દ્રવ્યના સામાન્ય-સ્વભાવમાંથી જ પ્રગટે છે. સામાન્ય-વિશેષપણું તે દ્રવ્યનો જ સ્વભાવ છે. કોઇ દ્રવ્યનું વિશેષ કોઇ અન્ય દ્રવ્યના આશ્રયે હોય નહિ, તેથી દરેક દ્રવ્યનું પરિણમન સ્વતંત્ર છે. આમ, સ્વ-પર દ્રવ્યોની સ્વતંત્રતાનું યથાર્થ જ્ઞાન તે ભેદજ્ઞાન છે.

## (૯૩) સ્વભાવમાં એકત્વબુદ્ધિ તે સુખ, ને વિકારમાં એકત્વબુદ્ધિ તે દુઃખ

પોતાને પરથી જુદો જાણ્યા પછી પોતામાં બે પડખાં છે તે જાણવાં જોઇએ. વર્તમાન પર્યાયમાં વિકાર છે, તેની સાથે એકતાબુદ્ધિ તે જ દુઃખનું મૂળ છે, અને પોતાનો ત્રિકાળી સ્વભાવ શુધ્ધ છે તેમાં એકતાબુદ્ધિ તે સુખનું મૂળ છે. જો પોતાના સ્વભાવમાં ગુણગુણીની એકતાની પ્રતીતિ કરે તો વિકાર સાથેની એકતાબુધ્ધિ ટળી જાય. પોતાના આત્મામાં ગુણગુણીની એકતાની પ્રતીત વગર જીવને વિકારની એકતાબુધ્ધિ ટળે નહિ, અને જ્યાં સુધી વિકારમાં એકતાબુદ્ધિ હોય ત્યાં સુધી, જીવ કષાયની મંદતા કરી શકે પણ તેનો અભાવ ન કરી શકે. અને કષાયરહિત સ્વભાવની પ્રતીત વગર માત્ર કષાયની મંદતા કરે તેનાથી બાહ્યમાં જડનો સંયોગ મળે પણ સ્વભાવની શુધ્ધિનો લાભ ન થાય. પહેલેથી જ તે જીવને કષાય સાથે એકતાબુદ્ધિ હોવાથી, તેના ફળરૂપ જે સંયોગ છે તેમાં પણ તે એકતાબુદ્ધિથી લીન થઇ જશે અને પરિણામે સંક્લિષ્ટ ભાવો સેવીને સંસારમાં હલકી ગતિમાં જશે. મારા જ્ઞાન-દર્શનાદિ ગુણો ત્રિકાળ સ્વભાવી દ્રવ્ય સાથે એકત્વ ધરાવે છે. વર્તમાનમાં જે જ્ઞાનાદિ પર્યાયો

સંયોગ સાથે સંબંધ છે, કષાયના અભાવને સ્વભાવ સાથે સંબંધ છે કષાયની મંદતારૂપ પુણ્ય તે સંયોગ સાથે એકત્વ ધરાવે છે અને કષાયના અભાવરૂપ ધર્મ તે ગુણસ્વભાવસાથે એકત્વ ધરાવે છે

પર તરફના લક્ષે થઈ પણ વૃત્તિ થાય તે ધર્મ નથી ઇંદ્ર ઇંદ્રાણીને ભગવાન અર્હંત દેવ પ્રત્યે ભક્તિનો વિકલ્પ ઊઠે તે વિકલ્પ પણ દુઃખદાયક છે આસ્રવ છે. ધર્મ તો આત્મસ્વભાવરૂપ છે રાગની વૃત્તિના ઉત્થાન રહિત છે પુણ્ય તે વિકાર અને ધર્મ તે અવિકાર-એ બેની એકતા ત્રણકાળમાં હોય નહિ

(૯૫)

## સમ્યક્શ્રદ્ધા કોને અવલંબે છે?

હું ચૈતન્યમય છું, પુણ્ય પાપ મારું સ્વરૂપ નથી-' એવો વિકલ્પ નહિ પણ તેવો સાક્ષાત્ અનુભવ કરવાથી સમ્યક્શ્રદ્ધા થાય છે જે ક્ષણે સ્વભાવની શ્રદ્ધા કરે છે તે જ ક્ષણે શુદ્ધતાનો અનુભવ થાય છે સ્વભાવની શ્રદ્ધા (સમ્યગ્દર્શન)ને શુદ્ધસ્વભાવનું જ અવલંબન છે, પણ દેવ-ગુરુ-શાસ્ત્ર કે શુભ વિકલ્પનું અવલંબન તેને નથી સમ્યક્શ્રદ્ધાની ભૂમિકા સાથે પુણ્ય હોય છે ખરા, પરંતુ તે પુણ્યના અવલંબને સમ્યક્શ્રદ્ધા નથી જેને શુદ્ધસ્વભાવની રુચિ હોય તેને પુણ્યની ભાવના હોતી નથી અને જેને પુણ્યની ભાવના હોય છે તેને શુદ્ધસ્વભાવની રુચિ હોતી નથી સમ્યક્શ્રદ્ધા થતાં તુરત જ બધાં પુણ્ય પાપ ટળી જાય નહિ પરંતુ શ્રદ્ધાના અભિપ્રાયમાં તો સર્વ શુભાશુભપરિણામનો અભાવ જ હોય, તેને સ્વભાવપણે ન સ્વીકારે

## (૬૬) માત્ર ઉપયોગ બદલાવવાનો છે

ાંધર્મમા શુ કરવાનુ આવ્યુ ? પ્રથમ, જડનુ તો કાઈ આત્મા કરતો નથી, અને જડમા કાઈ આત્માનો ધર્મ થતો નથી અમુક પુણ્ય કર કે દાન કર કે ભક્તિ કર એમ પણ કહ્યુ નહિ, કેમકે તે બધાય વિકાર છે ધર્મ નથી પણ, પોતાના ચૈતન્ય ઉપયોગને પર તરફ વાળીને ત્યા લીન થઈ રહ્યો છે **તે ઉપયોગને સ્વભાવ તરફ વાળીને ત્યા જ લીન કરવાનો છે** 'પુણ્ય પાપ મારા' એવી માન્યતા કરીને પોતાના ઉપયોગને ત્યા રોકી દીધો છે, તે જ અધર્મ છે, તે ઉપયોગને સ્વભાવમા વાળીને 'શુદ્ધ ચૈતન્ય મૂર્તિ સ્વભાવ તે જ હુ' એવી સ્વભાવ તરફની શ્રદ્ધા જ પ્રથમ કરવાની છે અને તે જ પહેલો ધર્મ છે અને ત્યાર પછી પણ બહારમા કાઇ કરવાનુ આવતુ નથી તેમજ વ્રત-તપાદિના શુભરાગ આવે તે પણ ધર્મીનુ કર્તવ્ય નથી પરતુ જે શુદ્ધસ્વભાવની શ્રદ્ધા કરી છે તે જ શુદ્ધસ્વભાવમા ઉપયોગને લીન કરવો તે જ સમ્યક્ચારિત્ર અને કેવળજ્ઞાનનો માર્ગ છે ધર્મની શરુઆતથી પૂર્ણતા સુવી એક જ ક્રિયા છે કે 'શુદ્ધાત્મસ્વભાવમા ચૈતન્ય ઉપયોગને લીન કરવો' એ સિવાય બીજી કાઇ ક્રિયા ધર્મમા આવતી નથી જેટલી સ્વભાવમા લીનતા તેટલો ધર્મ છે, લીનતાની કચાશ તેટલો દોષ છે

વીર સ ૨૪૭૧ પોષ સુ. ૧૨

## (૬૭) શરીરની ક્રિયા, પ્રદેશોનુ ક્ષેત્રાંતર અને ઇચ્છા એ ત્રણેની સ્વતંત્રતા

જો કે પરમાર્થથી તો આત્માને અને શરીરને નિમિત્ત નૈમિત્તિક સબધ નથી, પણ વ્યવહારથી આત્માને અને શરીરને નિમિત્ત

નૈમિત્તિક બંધ છે, તથી પરમાર્થને જે નથી જાણતો એવો અજ્ઞાની જીવ શરીરથી જે જે ક્રિયા થાય છે તેને પોતાની માને છે

નિમિત્ત અનુકૂળ જ હોય, પણ તે નિમિત્તને કારણે કાર્ય થાય છે એમ નથી શરીર પડે ત્યારે આત્મા પણ પડે, પરંતુ શરીર પડયું માટે આત્મા પડયો–એમ નથી, પણ શરીરની અવસ્થા શરીરના કારણે થઈ છે અને તે જ વખતે આત્માના પ્રદેશોની યોગ્યતા તે પ્રમાણે ક્ષેત્રાંતર થવાની હતી તેથી આત્મપ્રદેશોની પણ તેવી જ અવસ્થા થઈ છે

પ્રશ્ન આત્માને પડવાની ઈચ્છા નથી હોતી, છતા કેમ પડે છે ?

ઉત્તર –ગતિ વગેરેની ઈચ્છા થવી તે ચારિત્ર ગુણનો વિકાર છે અને પ્રદેશોનુ ક્ષેત્રાંતર થવુ તે યોગગુણનો વિકાર છે ચારિત્રગુણ અને યોગગુણ જુદા છે તેથી ઈચ્છાને કારણે પ્રદેશોનુ ક્ષેત્રાંતર થતુ નથી પ્રદેશોનુ ક્ષેત્રાંતર ઈચ્છાની અપેક્ષા રાખતુ નથી નરકમા જવાની ઈચ્છા ન હોવા છતા, તેવા ભાવ કર્યા હોવાથી જીવ નરકમા જાય છે, તેમજ કેવળી ભગવાનને ઈચ્છાનો સર્વથા અભાવ હોવા છતા વિહાર વખતે પ્રદેશોનુ ક્ષેત્રાંતર થાય છે ઈચ્છા અને પ્રદેશોનુ ક્ષેત્રાંતર એ બને પર્યાયો જુદા જુદા ગુણના છે ઈચ્છા, પ્રદેશોનુ ક્ષેત્રાંતર અને શરીરનુ હલનચલન એ ત્રણે સ્વતંત્ર છે

શરીરમા હલન–ચલનાદિ અવસ્થા થઈ તેને કારણે આત્મપ્રદેશોનુ ક્ષેત્રાંતર થયુ અથવા તો ઈચ્છા થઈ–તેમ નથી,

આત્મપ્રદેશોનું ક્ષેત્રાંતર થયું, તેને કારણે શરીરમાં હલનચલન થયું અથવા તો ઇચ્છા થઈ-એમ નથી; અને ઇચ્છા થઈ માટે શરીર હાલ્યું કે આત્મપ્રદેશોનું ક્ષેત્રાંતર થયું-એમ પણ નથી; ત્રણેની અવસ્થા પોતપોતાના સ્વતંત્ર ઉપાદાનથી થાય છે. છતાં આત્મપ્રદેશોને અને શરીરને જ્યારે નિમિત્ત નૈમિત્તિકસંબંધ હોય ત્યારે શરીરમાં હલનચલન થતું હોય અને ત્યાંના આત્મ-પ્રદેશો સ્થિર હોય-એમ ન બને, તથા આત્મપ્રદેશો હલનચલન થતા હોય અને તે વખતે ત્યાંનું શરીર સ્થિર હોય-એમ પણ ન બને. અને આત્મપ્રદેશો અહીં પડયા રહે અને શરીર બીજે ક્યાંક ચાલ્યું જાય-એમ પણ ન બને.—એ રીતે નિમિત્ત-નૈમિત્તિકસંબંધ હોવા છતાં બંનેની ક્રિયા સ્વતંત્ર છે. જીવ ઇચ્છા કરે અને છતાં આત્મપ્રદેશોમાં તથા શરીરમાં હલન-ચલન ન પણ થાય--એ પણ ક્રિયાની સ્વતંત્રતા સિદ્ધ કરે છે.

## (૯૮) ઉપાદાન-નિમિત્ત

ઉપાદાનના કાર્યને અનુકૂળ નિમિત્ત હોય છે પણ નિમિત્ત ઉપાદાનમાં કાર્યકર નથી. જો નિમિત્તથી કિંચિત્ પણ કાર્ય ઉપાદાનમાં થતું હોય તો નિમિત્ત પોતે જ ઉપાદાનરૂપ થઈ જાય. અને જો તે અનુકૂળ ન હોય તો નિમિત્ત જ ન કહેવાય. ઉપાદાન અને નિમિત્ત બંને પદાર્થો તો છે, ત્યાં તે બંનેની સ્વતંત્રતાને નહિ જાણનાર અજ્ઞાનીને એવો ભ્રમ પડે છે કે 'નિમિત્તથી કાર્ય થાય છે, નિમિત્ત આવ્યું ત્યારે કાર્ય થયું અથવા નિમિત્તની અસરથી કે પ્રભાવથી કાર્ય થયું.'—પરંતુ વસ્તુસ્વરૂપની સ્વતંત્રતા છે. સૌ પદાર્થોની અવસ્થા પોત-

પોતાના કારણે—સમય સમયની સ્વતંત્ર લાયકાતથી—ક્ષણેક્ષણે થઈ રહી છે

પ્રશ્ન—જીવને જ્ઞાનાવરણાદિ આઠે કર્મોનો ઉદય તો એક સાથ જ છે છતાં જીવને જ્ઞાનની હીનતામાં જ્ઞાનાવરણ કર્મને જ નિમિત્ત કહેવાય અને અન્ય કર્મોને તેમાં નિમિત્ત ન કહેવાય તેનું શું કારણ ?

ઉત્તર—આઠે કર્મો હોવા છતાં જ્ઞાનગુણની હીનતા વખતે જ્ઞાનાવરણકર્મ જ અનુકૂળ નિમિત્ત છે જ્ઞાનાવરણ કર્મમાં જ નિમિત્તપણાની એવી લાયકાત છે કે જ્ઞાનની હીનતા વખતે તેનામાં જ નિમિત્તપણાનો આરોપ આવે જે વખતનો ગુણ હીન રૂપ પરિણમે તેને અનુકૂળ જે કર્મ હોય તેને જ નિમિત્ત કહેવાય છે નિમિત્ત અનુકૂળ જ હોય પરંતુ અનુકૂળ નિમિત્તનો અર્થ એવો નથી કે તે નિમિત્તે જ્ઞાનને રોકયું છે નિમિત્ત-ઉપાદાનનું જ્ઞાન કરવાનું પ્રયોજન તો, નિમિત્ત અને નિમિત્તના લક્ષ વગરની અવસ્થા—એ બંનેનું લક્ષ છોડીને પોતાના સ્વભાવનું લક્ષ કરવાનું છે પર નિમિત્તો—કે જેઓ પરદ્રવ્યો છે, તેને જીવ એકલી શકતો નથી અને જેઓ જીવને આધીન નથી તેમને—મેળવવાના ભાવમાં રોકાવું તે ઉપાદાન-નિમિત્તના જ્ઞાનનું પ્રયોજન નથી

જીવને ક્રોધ થાય ત્યારે ચારિત્રમોહકર્મના ઉદયને નિમિત્ત કહેવાય છે [illegible] સમજવાનું છે એવું નિમિત્તનું કથન છે તે [illegible] છે કે તે વખતે જીવનો પુરુષાર્થ નબળો છે [illegible] ઉદયને [illegible] ક્રોધ થતો નથી પણ જીવ જ્યારે

પોતાના સ્વભાવનો પુરુષાર્થ છોડીને ક્રોધ કરે ત્યારે તે કર્મનો ઉદય હોય છે અને તેને નિમિત્ત કહેવાય છે. જીવ ક્રોધ કરે ત્યારે ઘણી વાર આંખ લાલ થઈ જાય છે. ત્યાં ક્રોધનું નિમિત્ત મળ્યું માટે આંખ લાલ થઈ-એમ નથી, પણ આંખના પરમાણુઓ પોતાની સ્વતંત્ર ક્રિયાથી લાલ પરિણમ્યા છે, ક્રોધના કારણે તેઓ પરિણમ્યા નથી. આંખ લાલ થવી તે પરમાણુઓની ક્રિયા (રંગગુણની અવસ્થા) છે અને ક્રોધ થયો તે જીવની ક્રિયા (ચારિત્ર ગુણની અવસ્થા) છે-બને સ્વતંત્ર છે.

(૯૯) **જીવ ધર્મકાર્ય કયારે કરે ?**

ભાઈ, તું આત્મા છો, તારું લક્ષણ ચૈતન્ય છે, તું અમૂર્ત છો, અને આ શરીર જડ છે, તે મૂર્ત છે, તારાથી જુદું છે. આત્મા પોતાની અવસ્થામાં કાર્ય કરી શકે પણ શરીરાદિ પરપદાર્થોની અવસ્થામાં આત્મા કાર્ય કરી શકે નહિ. આમ સમજીને જીવ જો પોતાના સ્વભાવમાં રહે તો તે વિકારી કાર્યનો કર્તા પણ થાય નહિ, પણ શુદ્ધપર્યાયનો જ કર્તા થાય. શુદ્ધપર્યાય એ જ ધર્મકાર્ય છે.

(૧૦૦) **સ્વતંત્ર પરિણમન**

જડ અને ચેતન પદાર્થોનુ પરિણમન સ્વતંત્ર છે. જડ પદાર્થોને પરિણમનમાં ચેતનગુણની જરૂર નથી, જડ પદાર્થોમા ચેતનગુણ ન હોવા છતાં તેનું પરિણમન તેના પોતાથી જ થાય છે, કેમકે પરિણમવું તે દરેક વસ્તુનો સ્વભાવ છે.

**(૧૦૧) જડ ચેતનનું ભેદજ્ઞાન અને તેનું ફળ-વીતરાગતા**

બિલાડી ઉંદરને પકડે છે એમ બોલાય છે, હવે ત્યાં ખરેખર ભેદજ્ઞાનથી જો...

જુદા છે, તેમાં બિલાડીના આત્માએ તો ઉંદરનું જ્ઞાન કર્યું છે અને સાથે સાથે તેને મારીને ખાવાનો અત્યંત તીવ્ર ગૃદ્ધિભાવ કર્યો છે, અને મોઢા દ્વારા ઉંદર પકડાવાની ક્રિયા જડ પરમાણુઓના સ્વતંત્ર કારણે થઈ છે આમ સર્વત્ર જડ-ચેતનની સ્વતંત્રતા છે જડ-ચેતનના આવા ભેદજ્ઞાનની સમજણનું ફળ વીતરાગતા છે સાચું સમજે તો પરથી અત્યંત ઉદાસ થઈ જાય પરંતુ કોઈ એમ બોલે કે 'ખાવું-પીવું વગેરે બધી શરીરની ક્રિયા છે' અને અંતરથી તો તે પ્રત્યે જરાપણ ઉદાસીનતા થાય નહિ, તીવ્ર ગૃદ્ધિભાવ જ પોષ્યા કરે તો તેને યથાર્થપણે સ્વ-પરનું ભેદજ્ઞાન જ થયું નથી, તે માત્ર સ્વચ્છંદ પોષવા માટે વાતો કરે છે જો કે જડની ક્રિયા તો જડથી જ થાય છે, પરંતુ જો ખરેખર તેં તારા આત્માને પરથી ભિન્ન જાણ્યો હોય તો તને પર દ્રવ્યોને ભોગવવા તરફનો ભાવ જ કેમ થાય છે? એક તરફ જડથી ભિન્નપણાની વાતો કરવી અને પાછું જડની રુચિમાં એકાકારપણે તલ્લીન વર્ત્યા કરવું-એ તો ચોકખો સ્વચ્છંદ છે, પણ ભેદજ્ઞાન નથી

(૧૦૨) **જ્ઞાનીઓ ભેદજ્ઞાન કરાવે છે...**

પ્રશ્ન-આવું ઝીણું જ્ઞાન કરાવીને શું કરવું છે?

ઉત્તર-તારો આત્મસ્વભાવ કેવો છે તે તને ઓળખાવવો છે જ્ઞાનીઓ સ્વયં આત્માને પરથી ભિન્નપણે અનુભવીને કહે છે કે હે ભાઈ, તું આત્મા છો-ચૈતન્યસ્વરૂપ છો, જગતનું સ્વતંત્ર શુદ્ધ તત્ત્વ છો, અને જડ શરીરના રજકણો પણ સ્વતંત્ર તત્ત્વો છે, તેની અવસ્થા તેની સ્વતંત્ર તાકાતથી તું તેનો કર્તા નથી તું તારી પર્યાયમાં જે જ્ઞાન તથા

ક્રોધાદિ ભાવો કરે છે તે તને શરીર કગવતુ નથી. તુ જુદો અને પરમાણુ જુદા તારી શક્તિ જુદી અને પરમાણુની શક્તિ જુદી તારુ કામ જુદુ અને પરમાણુનુ કામ જુદુ. આમ સર્વ પ્રકારે જડથી ભિન્નતા છે માટે તુ તારા ચૈતન્યસ્વભાવને જો, **અને પરની ક્રિયા તારે આધીન નથી માટે તેનું ધણીપણુ છોડી દે** 'હુ આને લઉં ને આને મૂકુ ' એમ તુ અજ્ઞાનથી માની રહ્યો છો, પણ હરામ છે જો તારાથી કોઈ પરમા કાંઈ ઘાલમેલ થતી હોય તો ! તારુ કાર્ય તો માત્ર જ્ઞાન કરવાનુ છે, વિકાર કરવાનુ કામ પણ ખરેખર તારું નથી. માટે પરના કર્તાપણાની માન્યતા છોડ, પરમા મારુ સુખ છે એવી માન્યતા છોડ, વિકાર મારુ સ્વરૂપ છે એવી માન્યતા પણ છોડ અને પરથી તથા વિકારથી ભિન્ન માત્ર ચૈતન્યસ્વરૂપ એવા તારા આત્માની ઓળખાણ કરીને તેની શ્રદ્ધા કર.

### (૧૦૩)આત્મા પોતે ચૈતન્યસ્વરૂપ હોવા છતાં તેની ભુલ કેમ થઇ ?

પ્રશ્ન -આત્મા પોતે તો ચૈતન્યસ્વરૂપ, જડથી જુદો હોવા છતા 'હુ શરીરનો કર્તા છુ અને વિકારનો કર્તા છું' એવી તેની ભૂલ કેમ થઈ ?

ઉત્તર -આ આત્માને અનાદિકાળથી ઇન્દ્રિયજનિત જ્ઞાન છે, તે ઇન્દ્રિયજનિત જ્ઞાન વડે અમૂર્તિક ચૈતન્યસ્વરૂપ એવો પોતે તો પોતાને ભાનતો નથી પણ મૂર્તિક એવું શરીર જ ભાસે છે અને તેથી-પોતે પોતાના મૂળ સ્વરૂપને નહિ જાણ્યું હોવાથી કોઈ અન્યને આપરૂપ માનીને તેમા અહંબુદ્ધિ અવશ્ય ધારણ કરે છે પોતેપોતાને પરથી જુદો ચૈતન્ય સ્વરૂપી

જુદાં છે, તેમાં બિલાડીના આત્માએ તો ઉંદરનું જ્ઞાન કર્યું છે અને સાથે સાથે તેને મારીને ખાવાનો અત્યંત તીવ્ર ગૃદ્ધિભાવ કર્યો છે, અને મોઢા દ્વારા ઉંદર પકડાવાની ક્રિયા જડ પરમાણુઓના સ્વતંત્ર કારણે થઈ છે. આમ સર્વત્ર જડચેતનની સ્વતંત્રતા છે. જડ-ચેતનના આવા ભેદજ્ઞાનની સમજણનું ફળ વીતરાગતા છે આવું સમજે તો પરથી અત્યંત ઉદાસ થઈ જાય. પરંતુ કોઈ એમ બોલે કે 'ખાવું-પીવું વગેરે બધી શરીરની ક્રિયા છે' અને અંતરથી તો તે પ્રત્યે જરાપણ ઉદાસીનતા થાય નહિ, તીવ્ર ગૃદ્ધિભાવ જ પોષ્યા કરે તો તેને યથાર્થપણે સ્વ-પરનું ભેદજ્ઞાન જ થયું નથી, તે માત્ર સ્વચ્છંદ પોષવા માટે વાતો કરે છે. જો કે જડની ક્રિયા તો જડથી જ થાય છે, પરંતુ જો ખરેખર તે તારા આત્માને પરથી ભિન્ન જાણ્યો હોય તો તને પર દ્રવ્યોને ભોગવવા તરફ રુચિભાવ જ કેમ થાય છે? એક તરફ જડથી ભિન્નપણાની વાતો કરવી અને પાછું જડની રુચિમાં એકાકારપણે તલ્લીન વર્તો કરવું-એ તો ચોકખો સ્વચ્છંદ છે, પણ ભેદજ્ઞાન નથી

(૧૦૨)

## જ્ઞાનીઓ ભેદજ્ઞાન કરાવે છે...

પ્રશ્ન-આવું ઝીણું જ્ઞાન કરાવીને શું કરવું છે?

ઉત્તર-તારો આત્મસ્વભાવ કેવો છે તે તને ઓળખાવવો છે. જ્ઞાનીઓ સ્વયં આત્માને પરથી ભિન્નપણે અનુભવીને કહે છે કે હે ભાઈ, તું આત્મા છો-ચૈતન્યસ્વરૂપ છો, જગતનું સ્વતંત્ર છુટું તત્ત્વ છો, અને જડ શરીરનાં રજકણો પણ જગતના સ્વતંત્ર તત્ત્વો છે, તેની અવસ્થા તેની સ્વતંત્ર તાકાતથી થાય છે, તું તેનો કર્તા નથી. તું તારી પર્યાયમાં જે જ્ઞાન તથા

ક્રોધાદિ ભાવો કરે છે તે તને શરીર કરાવતું નથી. તું જુદો અને પરમાણુ જુદા. તારી શકિત જુદી અને પરમાણુની શકિત જુદી. તારું કામ જુદું અને પરમાણુનું કામ જુદું. આમ સર્વ પ્રકારે જડથી ભિન્નતા છે માટે તું તારા ચૈતન્યસ્વભાવને જો, **અને પરની ક્રિયા તારે આધીન નથી માટે તેનું ધણીપણું છોડી દે** 'હું આને લઉં ને આને મૂકું' એમ તું અજ્ઞાનથી માની રહ્યો છો, પણ હરામ છે જો તારાથી કોઈ પરમાં કાંઈ ઘાલ-મેલ થતી હોય તો! તારું કાર્ય તો માત્ર જ્ઞાન કરવાનું છે, વિકાર કરવાનું કામ પણ ખરેખર તારું નથી. માટે પરના કર્તાપણાની માન્યતા છોડ, પરમાં મારું સુખ છે એવી માન્યતા છોડ, વિકાર મારું સ્વરૂપ છે એવી માન્યતા પણ છોડ. અને પરથી તથા વિકારથી ભિન્ન માત્ર ચૈતન્યસ્વરૂપ એવા તારા આત્માની ઓળખાણ કરીને તેની શ્રદ્ધા કર.

**(૧૦૩)આત્મા પોતે ચૈતન્યસ્વરૂપ હોવા છતાં તેની ભુલ કેમ થઇ?**

પ્રશ્નઃ-આત્મા પોતે તો ચૈતન્યસ્વરૂપ, જડથી જુદો હોવા છતાં 'હું શરીરનો કર્તા છું અને વિકારનો કર્તા છું' એવી તેની ભૂલ કેમ થઈ?

ઉત્તરઃ-આ આત્માને અનાદિકાળથી ઇન્દ્રિયજનિત જ્ઞાન છે, તે ઇન્દ્રિયજનિત જ્ઞાન વડે અમૂર્તિક ચૈતન્યસ્વરૂપ એવો પોતે તો પોતાને ભાસતો નથી પણ મૂર્તિક એવું શરીર જ ભાસે છે. અને તેથી-પોતે પોતાના મૂળ સ્વરૂપને નહિ જાણ્યું હોવાથી કોઈ અન્યને આપરૂપ માનીને તેમાં અહંબુદ્ધિ અવશ્ય ધારણ કરે છે. પોતેપોતાને પરથી જુદો ચૈતન્ય સ્વરૂપી

ન ભાસ્યો તેથી જડ શરીરમાં અને તે શરીરના લક્ષે થતા વિકારી ભાવોમાં જ તે પોતાનું સ્વરૂપ માની રહ્યો છે. એ રીતે ઇન્દ્રિયજ્ઞાનના અવલંબનને લીધે પોતાના સાચાસ્વરૂપનું અજાણપણું એ જ સર્વ ભુલનું મૂળ છે.

(૧૦૪) **એ ભુલ કેમ ટળે ?**

એ ભૂલ ટાળવા માટે આત્માનું સાચુંસ્વરૂપ સમ્યગ્જ્ઞાનવડે જાણવું જોઇએ. માટે શ્રીગુરુદેવ કહે છે કે-તું ઇન્દ્રિયાશ્રિત જ્ઞાન છોડીને આત્માના આશ્રયે સમ્યગ્જ્ઞાનથી જો, તો આત્માનું શુધ્ધસ્વરૂપ તને જણાય. જડથી ભિન્ન આત્માનું સ્વરૂપ અને તેની ચૈતન્યક્રિયા સમ્યગ્જ્ઞાનથી જણાય, અને એ જણાતાં જડની અને વિકારી ક્રિયાનું ધણીપણું છૂટીજાય. અંતર સ્વભાવ તરફ વળીને ધીરો થઇને, અતીન્દ્રિય જ્ઞાનથી અંદર જોતો નથી, અને માત્ર ઇન્દ્રિયજ્ઞાનથી પર તરફ જ જોયા કરે છે. આત્મા કે આત્માના ભાવો ઇન્દ્રિય-જ્ઞાનથી જણાય તેવા નથી. જડ-ચેતનની ભિન્નતાનું ન્યાયીજ્ઞાન-સાચું જ્ઞાન પ્રગટ કરવું તે આત્માને આધીનછે, એ ભેદજ્ઞાન કરવાની તાકાત અતીન્દ્રિય-જ્ઞાનમાં છે, ચૈતન્ય સ્વભાવના જ આશ્રયે તે જ્ઞાન પ્રગટ થાય છે. ઇન્દ્રિયો તો જડ છે; તેના અવલંબને થતા ઇન્દ્રિય-જ્ઞાનમાં ન્યાય કરવાની અર્થાત્ જડ-ચેતનનું ભેદજ્ઞાન કરવાની તાકાત નથી.

વીર સં. ૨૪૭૧ પોષ વદ ૧

(૧૦૫) **અધર્મદશા ને ધર્મદશા**

જેટલો પર લક્ષે ભાવ થાય તે બધો વિકાર છે;-પછી તે ભાવ તીર્થંકરની સ્તુતિનો હોય કે જીવની હિંસાનો હોય.

પણ બન્ને પ્રકારના ભાવ પર લક્ષે થતા હોવાથી વિકાર છે અને એ વિકારને પોતાનુ સ્વરૂપ માનવુ તે પોતાના ધર્મસ્વરૂપની હિંસા છે અને ધર્મસ્વરૂપની હિંસા એ જ જગતમા સૌથી મોટુ પાપ છે જ્યા ધર્મસ્વરૂપ આત્માનુ ભાન ન હોય ત્યા પરનુ અને વિકારનુ સ્વામીત્વ હોય જ એટલે કે અધર્મ જ હોય અને જ્યા ધર્મસ્વરૂપ આત્માનુ ભાન હોય ત્યા પર લક્ષે થતા કોઈપણ શુભ અશુભભાવરૂપ અધર્મનુ સ્વામીપણુ હોય જ નહિ

## (૧૦૬) વીતરાગભગવાન શેનુ નિમિત્ત છે ?-વીતરાગતાનુ કે રાગનુ ?

અવશ્ય વીતરાગદેવ તે ગુણમૂર્તિ છે, તેમનામા રાગાદિ દોષ જરાપણ નથી, તેમનો સ્વભાવ શરીર મન વાણીના અવલંબનથી પાર અને રાગથી પણ પાર શુધ્ધચૈતન્યરૂપ છે તેથી તેઓ તો અન્ય જીવોને ગુણનુ જ નિમિત્ત છે તેમનામા ગુણો જ છે તેથી અન્ય જીવોને પણ તેઓ શુધ્ધ આત્મસ્વરૂપ દર્શાવવામા જ નિમિત્ત છે, પણ અન્ય જીવોને રાગીસ્વરૂપ દર્શાવવામા તેઓ નિમિત્ત નથી કેમકે તેમનામા રાગ નથી —આ વાત ભગવાન તરફથી થઈ

હવે આ જીવ તરફથી લેતા પોતાની અપેક્ષાએ ભગવાન પર છે તેથી તેઓ આ જીવને રાગનુ જ નિમિત્ત છે ભગવાન ઉપરનુ લક્ષ તે પરલક્ષ છે, પર લક્ષે તો રાગ જ થાય જો શુભરાગ કરે તો શુભનુ નિમિત્ત કહેવાય છે અને અશુભ રાગ કરે તો અશુભરાગનુ પણ નિમિત્ત કહેવાય છે

ભગવાન અપેક્ષાએ તો તેઓ વીતરાગતાનુ જ નિમિત્ત છે, પણ વીતરાગતાનુ ( નિર્મળ પર્યાયનુ ) નિમિત્ત કયા જીવને

કહેવાય ? જે જીવને પહેલાં તો ભગવાનનું લક્ષ હોય પણ ભગવાનના લક્ષે જ ન અટકતાં, તેમનું લક્ષ છોડીને પોતાના સ્વભાવનું લક્ષ કરીને વીતરાગીદૃષ્ટિ પ્રગટ કરે તે જીવને માટે ભગવાન વીતરાગતાનું નિમિત્ત ઉપચારથી કહેવાય છે જે જીવ ભગવાનનું લક્ષ છોડીને પોતે વીતરાગતા પ્રગટ કરે તેને માટે ભગવાનને ઉપચારથી નિમિત્ત કહેવાય, પરંતુ જે પોતામાં વીતરાગીદૃષ્ટિ પ્રગટ કરે નહિ અને ભગવાનના લક્ષે જ અટકી રહે તેને માટે ભગવાનને વીતરાગતાનું નિમિત્ત ઉપચારથી પણ કહેવાય નહિ તેને તો તે રાગનું જ નિમિત્ત છે

અથવા, બીજી રીતે કહીએ તો ભગવાન સીધું તો રાગનું જ નિમિત્ત છે અને પરંપરા વીતરાગતાનું નિમિત્ત છે એ કઈ રીતે ?–તે સમજાવવામાં આવે છે જ્યાં સુધી ભગવાન ઉપર લક્ષ હોય ત્યાં સુધી તો જીવને રાગ જ થાય છે, તેથી સીધી રીતે તો ભગવાન રાગનું નિમિત્ત છે પણ જ્યારે ભગવાનનું લક્ષ છોડીને સ્વભાવ તરફ ઢળીને સમ્યગ્દર્શનાદિ વીતરાગીભાવ પ્રગટ કરે છે ત્યારે, પૂર્વે ભગવાન તરફ લક્ષ હતું તેનો ઉપચાર કરીને ભગવાનને તે વીતરાગભાવનું નિમિત્ત કહેવાય છે

## (૧૦૭) અજ્ઞાનીનો ભ્રમ, તેનું કારણ, ને તે ટાળવાનો ઉપાય

જીવ પોતે દેખે-જાણે છે, પરંતુ જેવું પોતે દેખે-જાણે છે તેવું માનતો નથી, પણ ભેગો પોતાની ઊંધી માન્યતાને ભેળવે છે જીવને અનાદિથી ઇન્દ્રિય-જ્ઞાન છે, તે જ્ઞાનદ્વારા આત્મા તો દેખાતો નથી પણ મૂર્તપદાર્થો દેખાય છે ઇન્દ્રિય જ્ઞાનથી એટલું જણાય છે કે 'આ હાથ ચાલ્યો,' પણ ત્યાં

જીવ ઊંધી શ્રદ્ધાથી એમ માને છે કે આત્માએ હાથ ચલાવ્યો હવે આત્મા તો તેને દેખાતો નથી, અને હાથ જ સ્વય ચાલતો દેખાય છે, પણ અજ્ઞાની જીવ ઊંધુ માને છે આત્માના ચૈતન્ય ભાવોને ઇન્દ્રિય દ્વારા થતા જ્ઞાનથી દેખી શકતો નથી તેથી આત્મા અને શરીરની જુદી ક્રિયાઓ તે જીવ જાણતો નથી, પણ એકમેક માને છે જો સમ્યગ્જ્ઞાનના અભ્યાસ વડે ચેતન અને જડને જુદા જુદા સ્વરૂપે યથાર્થ ઓળખે તો તેનો એ ભ્રમ ટળે

## (૧૦૮) જીવ શરીરને પોતાનું કેમ માને છે ?

પ્રશ્ન –આત્મા અનાદિથી શરીર ભેગો જ રહ્યો છે, શરીર વગર કોઇ વાર રહ્યો નથી, તે કારણે શરીર સાથે એકપણું માને છે–એ ખરૂ ?

ઉત્તર –આત્મા અનાદિથી શરીરથી જુદો ને જુદો જ રહ્યો છે, એક સેકંડ પણ શરીર ભેગો એકમેક થયો નથી સદાય જુદા જ છે, અજ્ઞાનદશામા પણ જીવ ને શરીર તો જુદાં જ છે, પણ અજ્ઞાની જીવ આત્માના ચૈતન્યલક્ષણને ઓળખતો નથી તેથી શરીરને પોતાનુ માને છે

## (૧૦૯) ક્ષાયક સમ્યક્ત્વ અને ભવ

પ્રશ્ન –ક્ષાયક સમ્યક્ત્વમા કેટલા ભવ હોય ?

ઉત્તર–ક્ષાયક સમ્યક્ત્વમા એકેય ભવ ન હોય. કેમકે ક્ષાયકસમ્યક્ત્વ તો શુદ્ધતા છે અને ભવનુ કારણ તો વિકાર છે, ગુણ કાઈ ભવનુ કારણ નથી ( અહીં 'ગુણ' કહેતા 'શુદ્ધ-પર્યાય' સમજવી )

આરોપ લાગુ પડી શકે. જો તેનામાં કોઈ જ પ્રકારના અંશની શરૂઆત ન થઈ હોય તો શ્રુતજ્ઞાનીને તેની ખબર શી રીતે પડે ? અને અંશની શરૂઆત તો થઈ હોય છતાં જો શ્રુતજ્ઞાનીને તે અંશનો ખ્યાલ ન આવે તો તે પૂરાનું અનુમાન કઈ રીતે કરી શકે ? અને અંશમાં પૂરાનો આરોપ પણ કઈ રીતે આપી શકે ? નય તો શ્રુતજ્ઞાનીના જ્ઞાનમાં પડે છે. માટે અંશની શરૂઆત થઈ હોય અને શ્રુતજ્ઞાનીના ખ્યાલમાં આવે, પછી તે અંશમાં પૂરાનો આરોપ કરે તો ત્યાં નૈગમનય લાગુ પડયો કહેવાય.

વીર સં. ૨૪૭૧. પોષ વદ ૨

## (૧૧૧) પુરુષાર્થનું વલણ

જીવમાં પુરુષાર્થ નામનો ગુણ છે અને તે ગુણમાં ક્ષણે ક્ષણે કાર્ય થઈ રહ્યું છે એટલે જીવ ક્ષણે ક્ષણે પુરુષાર્થ તો કરે છે, પણ પોતાના શુદ્ધસ્વભાવની રુચિ અને જ્ઞાન નહિ હોવાથી વર્તમાનમાં પુરુષાર્થ પર તરફ ઢળે છે, સ્વભાવની રુચિ અને જ્ઞાન કરીને તે પુરુષાર્થને સ્વભાવ તરફ વાળવાનો છે.

## (૧૧૨) પાપ, પુણ્ય, અને ધર્મ

સંસાર અપેક્ષાએ પાપ કરતાં પુણ્યને સારું કહેવાય, અને તેથી કોઈ વાર કોઈ જીવને પાપથી છોડાવવા માટે પુણ્ય કરવાનો ઉપદેશ જ્ઞાનીઓ પણ આપે, પરંતુ એમાં જ્ઞાનીઓ ધર્મ કદી ન મનાવે. ધર્મ અપેક્ષાએ તો પુણ્ય અને પાપ બન્ને બંધનું જ કારણ હોવાથી સરખાં જ છે, બન્ને પ્રકારના ભાવો વિકાર છે, આત્માના અવિકારી ધર્મથી વિરુદ્ધ ભાવો છે, તેથી બન્ને છોડવા યોગ્ય છે,

(૧૧૩) બંધનનું વધારે કારણ કોણ !

પ્રશ્ન–પુણ્ય અને પાપ બંને બંધનુ જ કારણ છે, તો તેમા બંધનુ વધારે કારણ કોણ કહેવાય?—પુણ્ય કે પાપ ?

ઉત્તર–ખરેખર તો 'પુણ્ય-પાપ મારા' એમ માનવુ અથવા તો પુણ્ય સારા ને પાપ ખરાબ એમ તે બંનેમા ભેદ માનવો તે માન્યતા જ સૌથી મોટુ બંધનનું કારણ છે પુણ્ય પાપ મારા એમ માનતો હોય તે જીવ શુભ કરે કે અશુભ કરે તેને તીવ્ર બંધન થયા જ કરે છે મૂળ બંધનુ કારણ મિથ્યા શ્રદ્ધા છે તે ટળી ગયા પછી જે પુણ્ય પાપના ભાવથી બંધન થાય તે તીવ્રબંધન થતુ નથી અને તે દીર્ઘ સંસારનુ કારણ નથી દૃષ્ટિમા તેનુ સ્વામીપણુ જ્ઞાનીને હોતુ નથી શુભાશુભ પરિણામનુ સ્વામીત્વ તે મિથ્યાદર્શન છે

નિશ્ચયથી શુભ અશુભ બંને સમાનપણે બંધનુ જ કારણ છે, પરંતુ જ્યારે શુભ અશુભ ભાવ રહિત નિર્વિકલ્પ દશામા સ્થિત ન રહી શકાય ત્યારે પાપભાવને છોડીને પુણ્યભાવમા જ્ઞાનીઓ જોડાય છે કેમકે પુણ્યભાવમા મંદકષાય છે અને પાપ ભાવમા તીવ્ર કષાય છે પુણ્ય તે સંસારમા શુભગતિનુ કારણ છે અને પાપ તો દુર્ગતિનુ કારણ છે એથી વ્યવહારથી પુણ્યને મંદબંધનુ અને પાપને તીવ્ર બંધનુ કારણ કહેવાય પણ જેને પુણ્યની રુચિ છે તેને તો પુણ્ય કે પાપ બંને વખતે મિથ્યાત્વનુ અનંતુ બંધન થાય છે

(૧૧૪) આત્મા તરફ પ્રેમ ક્યારે જાગે ?

જીવે અનાદિથી આત્મસ્વભાવ શુ તે ખ્યાલમા જ લીધુ નથી તેથી તેને જડ શરીરનો અને વિકારનો પ્રેમ છે પણ

આત્માનો પ્રેમ નથી. એક વાર પણ જો યથાર્થ ઉલ્લાસથી આત્મસ્વભાવ પ્રત્યે પ્રેમ જાગે તો અલ્પકાળે મુક્તદશા થાય.

પ્રશ્ન:- આત્મા તરફ પ્રેમ ક્યારે જાગે ?

ઉત્તર:--આત્માની ઓળખાણ કરે ત્યારે જ તેના તરફ સાચો પ્રેમ જાગે. વસ્તુના સ્વરૂપને ઓળખ્યા વગર તેનો મહિમા આવે નહિ અને તેના તરફ પ્રેમ થાય નહિ. જેમ લૌકિકમાં કોઇ સબંધી માણસ પરદેશમાં હંમેશા સામો મળતો હોય, પણ તે કોણ છે-એની જ્યાં સુધી પોતાને ઓળખાણ ન હોય ત્યાંસુધી તેના પ્રત્યે પ્રેમ ન આવે. પરંતુ જ્યારે તેની ઓળખાણ થાય અને ખબર પડે કે તે તો મારા જ ગામનો છે અને મારાજ કુટુંબનો છે, એમ ઓળખાણ થતાં જ તેના તરફ પ્રેમ જાગ્યા વગર રહે નહિ. પહેલાં પણ તે જ માણસ હતો અને અત્યારે પણ તે જ છે, છતાં પહેલાં પોતાને ઓળખાણ નહિ હોવાથી પ્રેમ ન હતો અને હવે ઓળખાણ થતાં પ્રેમ થયો છે. તેવી રીતે આ જ્ઞાનસ્વભાવી આત્મા સદાય પોતા પાસે જ છે, ક્ષણે ક્ષણે જાણવાનું કામ કરે છે પણ પોતે પોતાના સ્વભાવને ઓળખતો નથી તેથી તેને પોતાના આત્મસ્વભાવ પ્રત્યે ઉલ્લાસ અને પ્રેમ જાગતો નથી. આત્મા તો સદાય પોતા પાસે જ છે, પોતે જ આત્મા છે, પણ પોતાને પોતાના આત્મસ્વરૂપની સાચી ઓળખાણ નથી અને તેને અન્યરૂપે (વિકારરૂપે કે જડ રૂપે) માની રહ્યો છે તેથી સ્વભાવનો સાચો પ્રેમ જાગતો નથી. પણ જો આત્માની સાચી ઓળખાણ કરે તો તેને ખબર પડે કે અરે, આ આત્મા તો વિકારી નહિ, જડ નહિ પણ તેનાથી જુદો

ચૈતન્યસ્વરૂપ છે અને એ જ હું છું એજ મારુ સ્વરૂપ છે, એવુ ભાન થતા આત્મા પ્રત્યે અપૂર્વ પ્રેમ જાગે છે પહેલા પણ આત્માનો સ્વભાવ તો એજ હતો અને અત્યારે પણ એ જ આત્મા છે, પણ પહેલા પોતાના સ્વભાવની પોતાને ઓળખાણ નહિ હોવાથી આત્મા પ્રત્યે ભક્તિ-પ્રેમ જાગતો ન હતો અને હવે સાચી ઓળખાણ થઇ તેથી તેના પ્રત્યે સાચી ભક્તિ અને પ્રેમ જાગે છે એટલે સાચી ઓળખ ણ વગર સાચી ભક્તિ કે પ્રેમ (મહિમા, રુચિ, આદર) હોઈ શકે નહિ.

## (૧૧૫) જેને વિકારનો પ્રેમ છે તેને સ્વભાવનો અનાદર છે

ચિદાનંદ જ્ઞાતાસ્વરૂપ હું છુ એમ જો ન જાણ્યુ અને સ્વભાવને ભૂલીને વિકારનો પ્રેમ કર્યો તો પછી તે જીવ તીર્થંકર ભગવાનની ભક્તિના નામે ગમે તેવા શુભભાવ કરે કે લાખો રૂપિયા દાનમા ખરચે છતા તેનાથી આત્માને ધર્મનો કાંઈ લાભ ન થાય, પરંતુ ઊલટો તે રાગથી આત્માને લાભ માને તેથી તીવ્ર અંતરાય કર્મ બાંધીને મૂઢ થઇને ચોરાશીના અવતારમા રઝળવાનો છે પુણ્ય પાપ ગમે તેવા કરે અને તેનાથી આત્માને કિંચિત્ લાભ માને તે જીવને આત્માના સ્વભાવનો પ્રેમ નથી પણ વિકારનો પ્રેમ છે પુણ્યભાવથી ધર્મ તો થતો નથી પણ તેનાથીયે સાત કે આઠ પ્રકારના કર્મો બંધાય છે, અને તે ભાવથી આત્માની શુદ્ધિનો ઘાત થાય છે. ગમે તેવા શુભાશુભ વિકારભાવ કરે તોપણ તેના ફળમા ચોરાશીના જ અવતાર છે, અને આત્મસ્વભાવની ઓળખાણ તે ચોરાશીના અવતારનો નાશ કરીને સિદ્ધદશાની પ્રાપ્તિનુ કારણ છે સ્વભાવમા ભવ ન હોય અને

વિભાવમાં ભવનો અંત ન હોય. કોઇ પણ જાતના બંધભાવથી આત્માના ગુણની વૃદ્ધિ નથી પણ નુકશાન જ છે. જ્યાં વિકારનો સત્કાર છે ત્યાં નિર્વિકાર સ્વરૂપનો અનાદર છે.

## (૧૧૬) પુરુષાર્થનું સ્વાધીનપણું

પોતાના સ્વભાવનું કાર્ય કરવામાં વર્તમાન પુરુષાર્થ જ કાર્યકારી છે, સ્વભાવના કાર્યમાં કર્મોનું કાંઇ ચાલે નહિ. અને પર વસ્તુના સંયોગ-વિયોગમાં આત્માનો પુરુષાર્થ કાંઇ કરી શકે નહિ, ત્યાં તો પૂર્વ કર્મના નિમિત્તથી તેની લાયકાત અનુસાર જ સંયોગ-વિયોગ થાય છે. આથી પરથી જુદા પોતાના સ્વભાવને જાણીને તેમાં સ્થિરતાના પુરુષાર્થથી જીવ પોતાની સંપૂર્ણશુદ્ધ મોક્ષદશા પ્રગટ કરી શકે છે, તે માટે તેને કોઇ કર્મ ઉપર જોવાનું નથી.

## (૧૧૭) તીર્થંકરોને જે મદદગાર માને છે તે તીર્થંકરોનો અનાદર કરે છે

તીર્થંકરો તો કહે છે કે હે જીવ! તું તારી શકિતથી સ્વાધીન સંપૂર્ણ સ્વતંત્ર છો; અમારા આશ્રયની તારે જરૂર નથી અને અમે તારું કાંઈ કરી શકતા નથી. એમ અમે તો તારી સ્વતંત્રતાનો ઢંઢેરો જાહેર કર્યો છે, છતાં તું તારી સ્વાધીનતાને ન માનતાં અમને મદદગાર માને અગર તો અમારા ઉપરનો જે રાગ થાય તેનાથી લાભ માને, તો તું અમારા કથનને નહિ માનનારો-અમારો વિરોધી છો, તેં અમને ઓળખ્યા નથી અને અમારા કથનને પણ તેં માન્યું નથી.

## (૧૧૮) જીવના ગુણોમાં 'ચેતન' અને 'જડ' એવા બે પ્રકાર

આત્મામાં અનંત ગુણો છે તેમાં જ્ઞાન સિવાયના બીજા સુખ વગેરે ગુણો સ્વપરને જાણતા નથી એ અપેક્ષાએ તેમને 'જડ' કહી શકાય. પરંતુ તે ગુણો પણ જીવમાં અભેદરૂપે હોવાથી તેઓ જીવ છે,-'અજીવ' નથી. અને અજીવ દ્રવ્યમાં રહેલા નથી. કર્મ, શરીર વગેરે પદાર્થો તો જાણતા નથી અને તેઓ જીવના સ્વભાવમાં પણ નથી તેથી તે તો જડ અને અજીવ છે, વિકારીભાવો પણ કાંઇ જાણતાં નથી અને તેઓ જીવના સ્વભાવમાં નથી તેથી તેને પણ જડ અને અજીવ કહેવાય છે. પરંતુ જ્ઞાન સિવાય બીજા સુખ વગેરે ગુણો જો કે તેઓ જાણવાનું કાર્ય કરતા નથી તો પણ તેઓ છે તો જીવના સ્વભાવમાં જ, તેથી તે ગુણોને કથંચિત્ જડ કહી શકાય છે પણ તેઓ અજીવ દ્રવ્ય કે તેના ગુણ નથી. જ્ઞાન સિવાયના બીજા ગુણોને જડ કહેવાથી એમ ન સમજવું કે તેઓ જીવની બહાર છે અથવા તો રૂપી છે, અહીં તો તે ગુણોમાં જાણપણું નથી એટલી જ અપેક્ષાએ તેને જડ કહ્યા છે, તેઓ છે તો અરૂપી, અને જીવના જ સ્વભાવમાં રહેલા છે. -આમાં જીવનો અનેકાંત સ્વભાવ ઓળખાવ્યો છે.

વીર સં. ૨૪૭૧ પોષ વદ ૩

## (૧૧૯) આત્માની ભાવના કે આત્માનું ધ્યાન ક્યારે થઇ શકે ?

સ્વભાવનું પરિણમન સ્વભાવની ભાવનાને આધીન છે, પણ સ્વભાવની ભાવના ક્યારે કરી શકે ? પહેલાં જેવો સ્વભાવ છે

તેને જાણે તો તેનો મહિમા લાવીને ભાવના કરે પણ જાણ્યા વગર ભાવના કોની કરે ? જેમ કોઈ કહે કે પાડાનુ ધ્યાન કરો અથવા તો અમેરિકાદેશનુ ચિંતવન કરો પરતુ જેણે કદી પાડો જોયો જ ન હોય અને અમેરિકાદેશનુ કાંઈ જ્ઞાન જ ન કર્યું હોય તે જીવ તેનુ ધ્યાન કે ચિતવન કેવી રીતે કરે ? તેમ જેણે સત્સમાગમે આત્મ સ્વભાવ જાણ્યો જ નથી તે આત્માની ભાવના કે આત્માનુ ધ્યાન ક્યાથી કરી શકે ? પહેલા જિજ્ઞાસુ થઈ, સત્સમાગમ કરીને પોતાના પૂરા સ્વભાવને જાણે, તો પછી પુરુષાર્થ વડે તે પૂરા સ્વભાવની ભાવના કરીને પર્યાયમા જ કાર્ય લાવવા માગે તો લાવી શકે છે પણ જ્યા સુધી સ્વભાવને અને વિકારને ભિન્ન ભિન્ન સ્વરૂપે ઓળખ્યા ન હોય ત્યા સુધી સ્વભાવને બદલે વિકારમા જ તન્મય થઈને તેની ભાવના કરે, પણ જ્યારે સ્વભાવને અને વિકારને પ્રજ્ઞાછીણીવડે (સમ્યગ્જ્ઞાનવડે અર્થાત્ ભેદજ્ઞાનવડે) જુદા જુદા સ્વરૂપે ઓળખે ત્યારે જીવ સ્વભાવની જ ભાવના કરે, પણ વિકારની ભાવના કદી ન કરે અને જેવી ભાવના તેવુ પરિણમન- એ ન્યાયે તે જીવને સ્વભાવની ભાવના હોવાથી ક્ષણે ક્ષણે શુદ્ધતા વધતી જાય છે અને વિકારની ભાવના નહિ હોવાથી વિકાર ક્ષણે ક્ષણે ટળતો જાય છે

(૧૨૦) કેવળજ્ઞાન કેમ અટક્યુ છે ?

પચમ આરો કે ભરતક્ષેત્ર તારા કેવળજ્ઞાનને રોકતા નથી, તેમજ ચોથો આરો કે મહાવિદેહક્ષેત્ર તને કેવળજ્ઞાન આપવા સમર્થ નથી તારા પુરુષાર્થની કચાશથી જ તારુ કેવળજ્ઞાન અટક્યુ છે અને તારો પૂરો પુરુષાર્થ જ તને કેવળજ્ઞાન-

આપવા સમર્થ છે કેવળજ્ઞાન કોઈ સંયોગોમાંથી પ્રગટતું નથી પણ તારા સ્વરૂપમાંથી જ પ્રગટે છે અને તારું સ્વરૂપ વિકાસ તારી પાસે પરિપૂર્ણ છે, તેથી પૂરા સ્વરૂપની ભાવનાનો પૂરો પુરુષાર્થ પ્રગટ કરીને ગમે તે સંયોગમાં તું કેવળજ્ઞાન પ્રગટાવી શકે છે. વર્તમાનમાં તારી ભાવના અને પુરુષાર્થની અધૂરાશને કારણે જ તારું કેવળજ્ઞાન અટક્યું છે, નહિ કે સંયોગોના કારણે માટે સંયોગોનું લક્ષ છોડીને તારા સ્વભાવની ભાવના અને પુરુષાર્થની વૃદ્ધિ કર.

વીર સં. ૨૪૭૧. પોષ વદ ૯

(૧૨૧) સમ્યગ્જ્ઞાન અને મિથ્યાજ્ઞાન

જીવને જ્ઞાનનો ઉઘાડ તો છે, પણ તે જ્ઞાનને પ્રયોજન ભૂત તત્ત્વમાં લગાડવાને બદલે અપ્રયોજનભૂત તત્ત્વમાં લગાડે છે. સર્પને સર્પ તરીકે જાણે તથા દોરીને દોરી તરીકે જાણે અથવા તો સ્વર્ગ-નરકાદિનું જ્ઞાન કરે તેથી કાંઈ સમ્યગ્જ્ઞાન કહેવાય નહિ જો પ્રયોજન ભૂત એવા પોતાના આત્મસ્વભાવને ન જાણે તો તે જીવનું બધું જ્ઞાન મિથ્યા જ છે, તે જીવ દોરીને દોરી તરીકે જાણે તો પણ તેનું તે જ્ઞાન મિથ્યાજ છે જે જ્ઞાન મોક્ષના કારણભૂત ન થાય તે જ્ઞાન મિથ્યા છે અને જે જ્ઞાન મોક્ષના કારણરૂપ થાય તે જ્ઞાન સમ્યક્ છે સમ્યગ્દૃષ્ટિ જીવને સ્વ-પરનું ભેદજ્ઞાન હોય છે, તેઓ કદાચ દોરીને સર્પ તરીકે જાણે તો તે વખતે પણ તેમનું જ્ઞાન સમ્યગ્જ્ઞાન જ છે અપ્રયોજનભૂત પદાર્થોનું વિપરીતજ્ઞાન પણ સ્વતત્ત્વની ઓળખાણને નુકશાન કરતું નથી જે જીવે પ્રયોજનભૂત સ્વતત્ત્વને જાણ્યું છે તેને રાગ વખતે પણ સમ્યગ્જ્ઞાન છે. અવગુણ થાય

છતાં જ્ઞાની એમ જાણે છે કે આ અવગુણ છે, તે મારું સ્વરૂપ નથી. એ રીતે, અવગુણ વખતે પણ જ્ઞાનીને ગુણ સ્વભાવમાં ઊંધી ખતવણી ન હોવાથી—સ્વ-પર ભેદજ્ઞાન વર્તતું હોવાથી તેનું સર્વ જ્ઞાન સમ્યક્ છે. અજ્ઞાનીને પુણ્યનો વિકલ્પ આવે ત્યારે એમ જાણે છે કે 'આ પુણ્યભાવ છે, તે મારો સ્વભાવ છે અર્થાત્ આ પુણ્યભાવ અને આત્મા એકમેકરૂપ છે, અને એ પુણ્યભાવથી આત્માને લાભ થશે-કલ્યાણ થશે.' એ રીતે, તેને ભેદજ્ઞાન નહિ રહેતું હોવાથી તેનું સર્વ જ્ઞાન મિથ્યા છે. યથાર્થ જ્ઞાનનું પ્રયોજન સ્વરૂપનો લાભ થવો તે છે. યથાર્થ જ્ઞાનનું જે કાર્ય થવું જોઇએ તે મિથ્યાદૃષ્ટિ જીવમાં દેખાતું નથી, તેથી કાર્યના અભાવમાં કારણનો પણ અભાવ છે.

### (૧૨૨) મિથ્યા જ્ઞાનનું કારણ શું? અને તેમાં નિમિત્ત કોણ? જ્ઞાનાવરણ કે મોહનીય?

પ્રયોજનભૂત જીવાદિ તત્વોને યથાર્થ જાણવા તે સમ્યગ્જ્ઞાન છે અને તેને અયથાર્થ જાણવા તે મિથ્યા જ્ઞાન છે. મોહભાવને લીધે જીવને મિથ્યા ભાવ થાય છે, પણ સમ્યક્ભાવ થતો નથી, અથવા પોતાના જ્ઞાનને સ્વભાવ સન્મુખ ન કરતાં પરસન્મુખ કરે છે તેથી જ જીવના જ્ઞાનને મિથ્યાજ્ઞાન કહેવાય છે. જેમ વિષના સંયોગથી ભોજનને પણ વિષરૂપ કહેવામાં આવે છે તેમ મિથ્યાત્વના સંબંધથી જ્ઞાનને પણ મિથ્યાજ્ઞાન કહેવાય છે. જો એકલા જ્ઞાનગુણને જુદો પાડીને-મિથ્યાદર્શનની અપેક્ષા લીધા વગર કહેવામાં આવે તો જ્ઞાનમાં માત્ર હીનરૂપ પરિણમન થાય છે; તે જ્ઞાન પોતાને જાણવા તરફ વળતું નથી તેથી તેને કુજ્ઞાન અથવા મિથ્યાજ્ઞાન પણ કહેવાય છે.

અપ્રયોજનભૂત તત્ત્વોને જાણવા-ન જાણવામાં જ્ઞાનાવરણ કર્મનું નિમિત્ત છે, અને પ્રયોજનભૂત તત્ત્વને જાણવાની શક્તિ જ પર્યાયમાં ન હોય ત્યાં તે અજ્ઞાની જીવોને જ્ઞાનાવરણ તેમજ દર્શનમોહ બન્નેનું નિમિત્ત છે, અને સંજ્ઞી જીવોને પ્રયોજનભૂત તત્ત્વોને જાણવાની શક્તિ (ક્ષયોપશમ) તો પર્યાયમાં લબ્ધરૂપે હોય પરંતુ જીવ પ્રયોજનભૂત તત્ત્વોને ન જાણે તો તેને મિથ્યાત્વનો ઉદય નિમિત્તરૂપ સમજવો. તેથી મિથ્યાજ્ઞાનમાં નિમિત્તરૂપ જ્ઞાનાવરણ નથી, પણ મિથ્યાત્વમોહ-જનિત ભાવ જ તેમાં નિમિત્તરૂપ છે.

જ્ઞાનને મિથ્યાજ્ઞાન કે સમ્યગ્જ્ઞાન કહેવામાં જ્ઞાનાવરણ કારણભૂત નથી કેમ કે જ્ઞાનાવરણનો ઉદય તો મિથ્યાદૃષ્ટિ તેમજ સમ્યગ્દૃષ્ટિ બન્નેને હોય છે, તેથી જો જ્ઞાનાવરણના ઉદયને મિથ્યાજ્ઞાનનું નિમિત્તકારણ માનવામાં આવે તો તે બન્નેને મિથ્યાજ્ઞાન માનવું પડે પરંતુ જ્ઞાનાવરણનો ઉદય હોવા છતાં સમ્યગ્દૃષ્ટિને મિથ્યાજ્ઞાન હોતું નથી, માટે જ્ઞાનાવરણનો ઉદય તે મિથ્યાજ્ઞાનનું નિમિત્ત કારણ નથી તેમજ જ્ઞાનાવરણનો ક્ષયોપશમ તે સમ્યગ્જ્ઞાનનું કારણ નથી કેમકે સમ્યગ્દૃષ્ટિ તેમજ મિથ્યાદૃષ્ટિ બન્નેને જ્ઞાનનો ક્ષયોપશમ હોવા છતાં મિથ્યાદૃષ્ટિને સમ્યગ્જ્ઞાન હોતું નથી. માટે અહીં એમ જાણવું કે અપ્રયોજનભૂત સર્પ વગેરેનું જ્ઞાન ન થવામાં તો જ્ઞાનાવરણકર્મ નિમિત્ત કારણ છે પરંતુ પ્રયોજનભૂત તત્ત્વોને ન જાણવામાં તો મિથ્યાત્વકર્મ નિમિત્તરૂપ છે.

સંજ્ઞી જીવોને પ્રયોજનભૂત જીવાદિ તત્ત્વોને જાણવાની તેમજ અપ્રયોજનભૂત અન્ય પદાર્થોને યથાર્થ જાણવાની શક્તિ

જેટલો ક્ષયોપશમ હોય, છતાં તે પ્રયોજનભૂત સ્વતત્ત્વને જાણવામા તો ન રોકાય અને અન્ય અપ્રયોજનભૂત પદાર્થોને જાણવામા જ રોકાય તો તેમા જ્ઞાનનો દોષ જ ઉપાદાન કારણરૂપ છે. જો પ્રયોજનભૂત સ્વતત્ત્વને જાણે તો તેનું જ્ઞાન સમ્યગ્જ્ઞાન થઇ જાય, પણ પ્રયોજનભૂત સ્વતત્ત્વને નથી જાણતો તેથી જ તેનુ જ્ઞાન મિથ્યાજ્ઞાન છે.

પ્રયોજનભૂત તત્ત્વને ન જાણવામા જ્ઞાનાવરણીયનું નિમિત્ત નથી પણ મોહનુ નિમિત્ત છે. જાણવાની શકિત તો જ્ઞાનમા છે તેથી જ્ઞાનાવરણનો ઉદય નિમિત્ત કારણ નથી પરંતુ જાણવાની શકિત હોવા છતા તે વડે પ્રયોજનભૂત તત્ત્વને જાણવાનુ લક્ષ નથી કરતો, પણ અપ્રયોજનભૂતને જ જાણવાનુ લક્ષ કરે છે, ત્યાં જ્ઞાનસામર્થ્ય હોવા છતા ઊંધી માન્યતા (અથવા પ્રયોજનભૂત સ્વતત્ત્વની અરુચિ) ને કારણે અપ્રયોજનભૂતને જ જાણવામા રોકાય છે. એ રીતે પ્રયોજનભૂતને ન જાણે તેમા મોહનીયનુ નિમિત્તકારણ છે અહી ખરેખર તો જ્ઞાનદશા પોતે સ્વસ્વભાવ તરફ વળીને એકાકાર ન થઇ તેથી જ તેને મિથ્યાજ્ઞાન કહેવાયુ છે—એટલે તેમા ઉપાદાન કારણરૂપ તો તે જ્ઞાનદશા પોતે જ છે તે સમયની તે જ્ઞાનદશાની અશુદ્ધતાની લાયકાતને લીધે તે મિથ્યાજ્ઞાન થયુ છે, અને મોહનીય કર્મ અથવા તો ઊંધી શ્રદ્ધા તે તેનુ નિમિત્તકારણ છે. એક ગુણના કારણે બીજા ગુણમા કાંઇ થાય એમ કહેવુ તે વ્યવહાર છે એટલે કે નિમિત્તથી કથન છે, ખરેખર દરેકે દરેક ગુણની સ્વતંત્ર લાયકાત અનુસાર તેની પર્યાય થાય છે.

## (૧૨૩) બોમ્બમારો, ને તેનાથી બચવાનો ઉપાય

અજ્ઞાની જીવ, જગતમા કયા બોમ્બ પડયો અને કયા દેશનો કયો બગલો ભસ્મીભૂત થયો—એને તો હોશથી જાણવાની દરકાર કરે છે, પરતુ અનત ગુણરૂપી બંગલાથી ભરેલા પોતાના આત્મ પ્રદેશમા ક્ષણે ક્ષણે ઊધી માન્યતારૂપી ભયકર બોમ્બ પોતે ફેંકી રહ્યો છે અને આત્માની અનતી શકિતનો ઘાત કરી રહ્યો છે તેને તો જોવાની દરકાર કરતો નથી, અને એ બોમમારાથી બચવા તો પ્રયત્ન કરતો નથી હે જીવ ! બહારમા બોબ પડે તેનુ નુકશાન તારા આત્માને કાઈ નથી પણ તારા આત્મામા ઊધી માન્યતારૂપી બોબથી તારી જ્ઞાનશકિત હણાય છે તેનું જ તને નુકશાન છે, એનાથી બચવા તુ સાચી શ્રદ્ધાનો પ્રયત્ન કર તારી અતર ચૈતન્ય ગૂફાનો આશ્રય કર તો તેમા કોઇ બોબ લાગી શકે નહિ જગતમા જડ ઉપર બોમ્બમારા થાય તેનાથી તો બચવાનો પ્રયત્ન( ભાવ ) કરે છે પરતુ પોતાના આત્માની સાચી ઓળખાણના અભાવે ગુણસ્વરૂપ ઉપર બોબ પડી રહ્યા છે અને ક્ષણે ક્ષણે ગુણની શકિત ઘટતી જાય છે તેની તો સભાળ કર બહારના બોબથી બચવાનો તારો પ્રયાસ તો નિષ્ફળ છે, બહારના બોબથી બચી જવાનુ થઈ જાય તોપણ તેનાથી તારા આત્માને કિંચિત્ લાભ નથી અતરમા ઊધી માન્યતા રૂપી બોબથી બચવુ તે જ સાચુ આત્મકલ્યાણ છે

જગતના ઘણા જીવોને આત્મકલ્યાણની દરકાર જ નથી માત્ર દેહદષ્ટિ જ હોવાથી બહારના બોબથી અને પ્રતિકૂળતાથી બચવા પ્રયત્ન કરે છે અને તે માટે વલખા મારે છે, પરતુ

અંતરમાં સમ્યગ્દર્શનના અભાવે મિથ્યાત્વનો અંધમારો થઇ રહ્યો છે અને તેને લીધે અનંત કાળથી અનંત ભવથી અપાર દુઃખ ભોગવી રહ્યાં છે અને એ મિથ્યાત્વને લીધે ભવિષ્યમાં પણ અનંત દુઃખ ભોગવવું પડશે—એનાથી બચવા માટે તો વીરલ જીવો જ સત્સમાગમે પ્રયત્ન કરે છે; 'હું આત્મા કોણ અને મારું શું થશે, મારું સુખ કેમ પ્રગટે, અનંત અનંત કાળથી દુઃખી થઈને રઝળી રહ્યો છું તેનાથી ઊગરવાનો ઉપાય શું હશે' એવી ધગશ જાગીને જ્યાં સુધી પોતાની દરકાર ન થાય ત્યાં સુધી, પરલક્ષે જીવને જ્ઞાનનો જેટલો ઉઘાડ હોય તે અપ્રયોજનભૂત પદાર્થને જ જાણવામાં અટકી રહે છે પરંતુ પ્રયોજનભૂત આત્મસ્વભાવને જાણવાનો પ્રયત્ન—અભ્યાસ કરતો નથી અને તેથી તેનું અજ્ઞાન અને દુઃખ રહ્યા જ કરે છે, માટે સૌથી પહેલાં, અપ્રયોજનભૂત પરદ્રવ્યોને જાણવાની રુચિ છોડી દઇને, પોતાના પરમ આત્મતત્ત્વને જાણવાની રુચિ કરવી જોઇએ; એ જ કલ્યાણનો માર્ગ છે.

(૧૨૪) વીર સં. [illegible] વદ ૧૦ [illegible]ાંસુધી [illegible]રિત્ર

અનેકાંત [illegible] સ્વભાવ ચારિત્રની

વસ્તુ જ અનેકાંતસ્વભાવવાળી છે, [illegible]ભાવવાળીરૂપ થાય છે. વસ્તુ સમ્યગ્જ્ઞાન વગર જાણી શકાય [illegible] ટે [illegible] તું તારું અથાત જો જ્ઞાનને આત્મસ્વભાવ તરફ ઢાળીને [illegible] અનેકાન્[illegible] જ હોય તો તે જો કાંઈ ખેંચતાણ કરીશ તો તારું [illegible] જશે, [illegible]દિના અંશનો કે વસ્તુનું સ્વરૂપ તો જેમ છે [illegible] તે [illegible] એકગુણ બીજા જવાનું નથી, પણ એકાંત પક્ષ[illegible] નિ[illegible] આ કાંઈ સાધારણ [illegible] વસ્તુ

જ સિદ્ધ કરનારું વીતરાગી-વિજ્ઞાન છે માટે તારો આગ્રહ છોડીને વસ્તુસ્વભાવ પાસે નમી જા, ઠરી જા જ્યાં વસ્તુ જ સ્વયં પોતાના સ્વરૂપનો પોકાર કરે છે ત્યાં કોઈનો આગ્રહ ચાલે તેમ નથી

ત્રણકાળ ત્રણલોકના પદાર્થોનું જેવું સ્વરૂપ છે તેવું જ સર્વજ્ઞદેવ પોતાના વીતરાગી કેવળજ્ઞાનવડે એક સમયમાં જાણે છે, અને જેવું જાણે છે તેવું જ દિવ્ય વાણીદ્વારા કહેવાય છે, એમાં તારી કલ્પનાથી જો કાંઈ પણ ખેંચતાણ કરીશ તો એકેય સત્ય ન્યાય સમજાશે નહિ, ઊલટું તારા અજ્ઞાનની પુષ્ટિ થશે અનાદિથી જીવ અનેકાન્તમાર્ગ જ સમજ્યો નથી, અનેકાંતના નામે પણ એકાંત માન્યતાઓનું જ સેવન કર્યું છે નિશ્ચયથી આમ છે, ને વ્યવહારથી તેમ છે-એમ શાસ્ત્રની વાતો કરીને એમ માની બેસે કે આપણે અનેકાંતના જાણનાર છીએ પણ માત્ર શાસ્ત્રનું જાણપણું તે અનેકાંતમાર્ગ નથી, પરંતુ રાગ, ભગભેદ વગેરે સર્વ વ્યવહાર પક્ષનો નિષેધ કરીને પરમાર્થ આત્મસ્વભાવ તરફ ઢળીને ત્યાં જે જ્ઞાન અભેદ થાય છે-એ જ અનેકાંત છે, અને એ જ પ્રમાણ છે વ્યવહાર અને નિશ્ચયની વાત તો શાસ્ત્રજ્ઞાનથી જાણે પરંતુ જો વ્યવહારનો નિષેધ કરીને નિશ્ચયસ્વભાવમાં ન પરિણમે તો સમ્યગ્જ્ઞાન થાય નહિ અને અનાદિનો જે એકાંત પક્ષ છે તે ટળે નહિ

**(૧૨૫)**

**જ્ઞાતા ભાવ**

કેવળજ્ઞાનમાં છ એ દ્રવ્યો જણાય છે, પરંતુ જ્ઞાન કાંઈ તે દ્રવ્યોરૂપે થઈ જતું નથી, જ્ઞાન તો તેનાથી સદાય જુદું જ

રહે છે. જેમ કચરો વગેરે ગંદી વસ્તુને જાણતાં આંખ કાંઈ ગંદી થઇ જતી નથી અથવા તો અગ્નિને જાણતાં આંખ કાંઇ સળગી જતી નથી, તેમ જ્ઞેય પદાર્થોને જાણતાં જ્ઞાન કાંઇ તે પદાર્થોરૂપે થઇ જતું નથી, જ્ઞાન તો જ્ઞાનરૂપ જ રહે છે. જે આવુ સમજે છે તે જ્ઞેય-જ્ઞાયક ભાવનું ભેદજ્ઞાન કરીને પોતાના જ્ઞાનસ્વભાવમા એકાગ્ર થાય છે, પણ જેને આવું ભેદજ્ઞાન નથી તે જીવ જ્ઞાતાભાવને ભુલીને પર પદાર્થોમાં એકત્વબુદ્ધિ કરે છે અને તેને ઇષ્ટ-અનિષ્ટ માને છે, તેથી પોતાના સ્વભાવમાં પ્રવૃત્તિરૂપ સમ્યક્ચારિત્ર તેને હોતુ નથી પણ પર પદાર્થોને જાણતાં 'આમા સુખ છે' એવી મિથ્યાબુદ્ધિપૂર્વક પરદ્રવ્યમાં રાગ-દ્વેષરૂપ પ્રવર્તે છે તેનું નામ મિથ્યાચારિત્ર છે.

## (૧૨૬) બધા જીવને ચારિત્રનો અંશ પ્રગટ છે

શ્રી બનારસીદાસજી પંડિતે ઉપાદાન નિમિત્તની ચિઠ્ઠિમા કહ્યું છે કે જીવની સર્વ અવસ્થામા (નિગોદમા પણ) વિશુદ્ધરૂપ ચારિત્ર હોય છે, કષાયની મંદતાને અહીં વિશુદ્ધરૂપ ચારિત્ર કહ્યુ છે. તે ચારિત્રની ગર્ભિત શુદ્ધતા છે પરંતુ ભેદજ્ઞાન જ્યાસુધી ન થાય ત્યાંસુધી તે મોક્ષમાર્ગરૂપ નથી. ભેદજ્ઞાન થતાં ચારિત્રની શુદ્ધતાનો અંશ પ્રગટ થાય છે અને તે મોક્ષમાર્ગરૂપ થાય છે.

જો નિગોદમા પણ ચારિત્રનો અંશ ન હોય અર્થાત જો ત્યા ચારિત્રની વિશુદ્ધિનો સર્વથા અભાવ જ હોય તો તે અભાવમાથી વૃદ્ધિ થાય નહિ, પણ જો વિશુદ્ધિના અંશનો સદ્‌ભાવ હોય તો તેમા વૃદ્ધિ થઇને પૂર્ણતા થાય. એકગુણ બીજા ગુણની વૃદ્ધિ કરી શકે નહિ. પણ ગુણની વિશુદ્ધિનો અંશ

જ ગુણની શુદ્ધિનું કારણ છે. ગુણની વિશુદ્ધિનો અંશ તો હોય જ; જો તેમ ન હોય તો ગુણનો જ નાશ થઈ જાય.

(૧૨૭) સર્વવ્યાપક અનેકાંત

આ જગતમાં અનંત આત્માઓ છે, એક એક આત્મામાં અનંત ગુણો છે અને તે એકેક ગુણના અનંત પર્યાયો છે. એક આત્માના જ્ઞાન ગુણની એક સંપૂર્ણદશા તે કેવળજ્ઞાન છે. પોતાના સ્વરૂપમાં સ્થિર રહીને તે કેવળજ્ઞાન એક સમયમાં ત્રણ કાળ ત્રણ લોકને પ્રત્યક્ષરૂપ જાણે છે. અને જેટલા પદાર્થો છે તેનાથી અનંતગણા હોત તો પણ તેને જાણવાનું સામર્થ્ય કેવળજ્ઞાનમાં છે.

આત્માઓ અનંત છે તેમાં એક આત્મા બીજા આત્મારૂપે નથી એટલે દરેક આત્મા પોતાના સ્વરૂપમાં છે અને બીજાના સ્વરૂપમાં તે નથી. એક આત્માના અનંત ગુણોમાં પણ દરેક ગુણ પોતારૂપે છે અને બીજા ગુણરૂપે નથી. એક ગુણના અનંત પર્યાયો છે તેમાં પણ એકેક પર્યાય સ્વતંત્ર છે, દરેક પર્યાય પોતારૂપે છે અને બીજા પર્યાયરૂપે નથી. વળી એકેક પર્યાયમાં જે અનંત અવિભાગ પ્રતિચ્છેદ અંશો છે તેઓ પણ દરેક પોતાથી અસ્તિરૂપ છે અને બીજાથી નાસ્તિરૂપ છે. દરેક અવિભાગ અંશ એ રીતે અનેકાંત સ્વરૂપ છે, બધું જ અનેકાંતમય છે એટલે અનેકાન્ત સર્વ વ્યાપક છે. જ્ઞાનની પર્યાયના અનંત અવિભાગ અંશોમાંથી દરેક અવિભાગઅંશનું કાર્ય સ્વતંત્ર જ છે, એક અંશ બીજા અંશરૂપે થતો નથી અને એક અંશ બીજા અંશનું કાર્ય કરતો નથી. એમાં પણ અનેકાંત છે.

## (૧૨૮) અનેકાન્તનું ફળ વીતરાગતા

અહો, અનેકાતમા કેટલી સ્વતત્રતા છે ! અનેકાત એટલે જ પોતાથી પૂર્ણતા અને બીજાથી ભિન્નતા વસ્તુનુ જેવુ પરિપૂર્ણ નિરપેક્ષ (અસ્તિ-નાસ્તિ) સ્વરૂપ છે તેવુ જ અનેકાતદ્વારા જણાય છે અનેકાત સમજે તો, પોતાનુ સ્વરૂપ-પોતાથી અસ્તિરૂપ અને પરથી નાસ્તિરૂપ છે એમ જાણે એમ છે તો પછી પોતે પરમા શુ કરે ? અને પર પદાર્થો પોતામા શુ કરે ? કાઈ જ કરે નહિ, આમ સમજતા પર પદાર્થોનો અહંકાર નાશ થઈને, તેનાથી ખરેખર ઉદાસીન થઈને પોતે પોતાના સ્વભાવનો મહિમા કરીને તેમાં જ રત (-લીન) થાય છે અને વીતરાગતા પ્રગટે છે આ રીતે, **અનેકાંતનું ફળ વીતરાગતા છે.**

## (૧૨૯) આત્મસ્વભાવનો જ મહિમા અને જૈનદર્શનનું પ્રયોજન

આ બધું જે કહેવાય છે તે બધુ તારા આત્મામા જ સમાય છે દ્રવ્ય ગુણ પર્યાય અને તેના દરેક અશની સ્વતત્રતા, અસ્તિ-નાસ્તિરૂપ અનેકાત, સ્વથી પૂર્ણતા, પરથી નાસ્તિ-એવો તારો સ્વભાવ જ છે જે કહેવાય છે તે તારો સ્વભાવ જ કહેવાય છે પરનો મહિમા નથી, ખરેખર સર્વજ્ઞની વાણીનો મહિમા નથી પણ આત્મસ્વભાવનો જ મહિમા છે સર્વજ્ઞની દિવ્ય વાણીમા પણ, જે આત્મસ્વભાવ છે તેનૂ જ વર્ણન કર્યું છે, કાઈ નવુ કહ્યુ નથી

હે જીવ ! જૈનદર્શન મહાભાગ્યે પામ્યો છો, હવે તુ તારી અતર રિદ્ધિ-સિદ્ધિના ભડાર તો જો, સર્વજ્ઞની દિવ્ય વાણી

સિવાય બીજા કોઈ જેને પૂરો કહેવા સમર્થ નથી અને સર્વજ્ઞના શાસનમાં સમ્યગ્જ્ઞાનીઓ સિવાય કોઈ જેને યથાર્થપણે સમજવા સમર્થ નથી—એવો તારો અંતર સ્વભાવ છે. પણ પોતે પોતાના સ્વભાવનો મહિમા કદી જાણ્યો નથી તેથી જે-તે પર પદાર્થોનો મહિમા કરીને અટકી જાય છે; અહો, આત્માનો મહિમા અપરંપાર છે અને એને જાણનાર જ્ઞાનનું સામર્થ્ય પણ અપાર છે. સર્વજ્ઞની વાણીમાં અને જૈન શાસનમાં જેટલું જેટલું વર્ણન છે તે બધુંય આત્મસ્વભાવ સમજાવવા માટે જ છે. એ વર્ણન પરનું ન સમજવું પણ પોતાના જ્ઞાનસ્વભાવ સામર્થ્યનું જ તે વર્ણન છે એમ સમજવું. છ દ્રવ્યો કે નવ તત્ત્વોનું વર્ણન આવે ત્યાં તારે એમ સમજવું કે એ બધાને જાણવાની મારા જ્ઞાનસ્વભાવની જે તાકાત છે તેનું જ આ વર્ણન છે. એમ પોતાના સ્વભાવનો મહિમા લાવીને, શ્રદ્ધા કરીને તેમાં જ સ્થિર થવું તે જૈનદર્શનનું પ્રયોજન છે. અનંતા શાસ્ત્રો અને અનંતી દિવ્યધ્વનિઓનો સાર એ જ છે કે તારા ચૈતન્યસ્વરૂપી આનંદમય આત્માને ઓળખીને તેમાં સ્થિર થા.

(૧૩૦) 'સર્વ ગુણાંશ તે સમ્યક્ત્વ' એટલે શું?

સમ્યગ્દર્શન થતાં આત્માના બધા ગુણો નિર્મળરૂપે પરિણમવા લાગે છે; સમ્યગ્દર્શનની વ્યાખ્યા 'સર્વ ગુણાંશ તે સમ્યક્ત્વ' એમ પણ કહેવાય છે. એ વ્યાખ્યામાં ગુણભેદને ગૌણ કરીને, બધા ગુણોની અભેદ-વિવક્ષાની મુખ્યતાથી કથન કર્યું છે. બધા ગુણોની નિર્મળતાનો અંશ તે સમ્યક્ત્વ કહ્યું, બધા ગુણો તો મલિન થયા નથી, આત્માના અનંત ગુણો છે તે બધાય વિકારરૂપે પરિણમતા નથી; પણ થોડાક જ વિકાર-

રૂપે પરિણમે છે અને કેટલાક ગુણોનો તો એવો સ્વભાવ છે કે તેઓ કદી પણ વિકારરૂપે પરિણમતા નથી, પણ શુદ્ધ જ રહે છે. અસ્તિત્વ, દ્રવ્યત્વ, પ્રમેયત્વ વગેરે ગુણો શુદ્ધરૂપે જ પરિણમે છે. આ રીતે, કેટલાક ગુણો તો શુદ્ધ જ હોવા છતાં 'સર્વ ગુણાંશ તે સમ્યકત્વ' એમ કહ્યું, તેનું કારણ એ છે કે જે ગુણો શુદ્ધરૂપે જ પરિણમે છે તે ગુણોના સ્વભાવને પણ અજ્ઞાની જીવ ઓળખતો નથી, કેમ કે જો તે ગુણોના સ્વભાવને ઓળખે તો ગુણી આત્માના સ્વભાવને પણ ઓળખે. જીવ જ્યારે સમ્યગ્દર્શન પ્રગટ કરે છે ત્યારે તેને આખા સ્વભાવની પ્રતીતિ થાય છે અને તેથી તે અભેદપણે આત્માના સર્વ ગુણોને જાણે છે, તેથી તેને બધા ગુણો નિર્મળ પરિણમે છે એમ કહેવાય છે. ભલે, કેટલાક ગુણો તો પહેલા અજ્ઞાનદશા વખતે પણ શુદ્ધ પરિણમતા હતા પરંતુ અજ્ઞાનદશામાં રહેલા જીવને તેની ખબર ન હતી અને જ્ઞાનદશા થતાં તેની ખબર પડી (-પ્રતીત થઈ) તેથી તે જીવના જ્ઞાનની અપેક્ષાએ તો બધા ગુણોની નિર્મળતા નવી પ્રગટી એમ કહેવામાં આવે છે અથવા તો આખો આત્મા જ નવો પ્રગટયો એમ પણ કહેવાય છે.

## (૧૩૧) ગુણોનું સ્વતંત્ર પરિણમન

શ્રદ્ધા, જ્ઞાન વગેરે ગુણભેદની અપેક્ષાએ કથન કરવામાં આવે તો, દરેક ગુણ જુદો છે અને તેનું પરિણમન પણ જુદું છે. તેથી દરેક ગુણ સ્વતંત્ર પરિણમે છે પણ એક ગુણના કારણે બીજો ગુણ પરિણમતો નથી. સમ્યગ્દર્શન થતાં સમ્યગ્જ્ઞાન થાય છે તેમાં પણ જ્ઞાનનું સમ્યક્ પરિણમન શ્રદ્ધાગુણને કારણે નથી, પણ દરેક ગુણ પોતપોતાની લાયકાત અનુસાર જ

પરિણમે છે. મિથ્યા શ્રદ્ધાને કારણે જ્ઞાન કે ચારિત્ર મિથ્યા છે એમ ખરેખર નથી પણ જ્ઞાને સ્વનું લક્ષ કરવાને બદલે એકાંત પરનું લક્ષ કર્યું છે તેથી તે કુજ્ઞાન છે. તેમજ ચારિત્ર પર્યાય પણ સ્વ-સમયમાં પ્રવૃત્તિ કરવાને બદલે પરસમયમાં પ્રવર્તે છે તેથી જ તે કુચારિત્ર છે. આ રીતે ગુણભેદથી દરેક ગુણનું પરિણમન સ્વતંત્ર છે.

## (૧૩૨) અનાદિ મિથ્યાજ્ઞાન ને સાદિ મિથ્યાજ્ઞાન સંબંધી

પ્રશ્નઃ-કોઇ જીવને સમ્યગ્જ્ઞાન થયું અને પછી પોતાના પુરુષાર્થના દોષને લીધે સમ્યગ્જ્ઞાનથી ચ્યુત થઈને પાછો અજ્ઞાની થયો, તો તે વખતે તે જીવના જ્ઞાનને મિથ્યાજ્ઞાન ન કહેવું જોઇએ, કેમકે એક વખત તેને સમ્યગ્જ્ઞાન થઈ ગયું હોવાથી તેનું જ્ઞાન અનાદિ અજ્ઞાનીના મિથ્યાજ્ઞાન જેવું થઇ જતું નથી પણ કંઇક ફેર રહે છે.

ઉત્તરઃ-એક વખત સમ્યગ્જ્ઞાન થઈ ગયા પછી ચ્યુત થઈને જે અજ્ઞાની થયો છે તેનું જ્ઞાન તો મિથ્યા જ છે. અને તે જીવની અપેક્ષાએ તો તેના પહેલાંના મિથ્યાજ્ઞાનમાં અને અત્યારના મિથ્યાજ્ઞાનમાં ફેર નથી, કેમકે વર્તમાનમાં તો તેને કાંઈ ભાન નથી કે પૂર્વે મને આવું સમ્યગ્જ્ઞાન વર્તતું હતું. હવે કેવળી ભગવાનના જ્ઞાનની અપેક્ષાએ જોઇએ તો—તે જીવની અનાદિની મિથ્યાજ્ઞાનદશાને, પછીની સમ્યગ્જ્ઞાનદશાને અને વર્તમાન મિથ્યાજ્ઞાનદશાને—એ ત્રણેદશાને કેવળી ભગવાન જાણે છે, અને ભવિષ્યમાં અમુક કાળે તે અજ્ઞાનદશા

ટાળીને અવશ્ય સમ્યક્જ્ઞાનદશારૂપે તે જીવ પરિણમવાનો છે-એમ પણ જાણે છે એટલે કે અનાદિનું જે મિથ્યાજ્ઞાન હતું અને વર્તમાન જે મિથ્યાજ્ઞાન છે તેમાં કોઈક પ્રકારે ફેર છે એમ કેવળી ભગવાન જાણે છે. તે જીવનું જ્ઞાન પૂર્વે હતું તેવું જ સર્વ પ્રકારે નથી, કાંઈક ફેર પડી ગયો છે અને તે કેવળી ભગવાન જાણે છે, પણ તે જીવને પોતાને તેની ખબર નથી. જો તે જીવ પોતે જ એ તફાવતને પકડી શક્તો હોય તો તો તેને મિથ્યાજ્ઞાન જ ન રહે પણ સમ્યગ્જ્ઞાન જ થઈ જાય.

જો કે કેવળી ભગવાનની અપેક્ષાએ તે જીવના પૂર્વના મિથ્યાજ્ઞાનમાં અને વર્તમાનના મિથ્યાજ્ઞાનમાં કાંઈક ફેર હોવાનું કહ્યું છે, પરંતુ તેથી એમ ન સમજવું કે વર્તમાન જ્ઞાન તે મિથ્યાજ્ઞાન નથી. જેમ પૂર્વનું જ્ઞાન મિથ્યાજ્ઞાન હતું તેમ વર્તમાન જ્ઞાન પણ મિથ્યાજ્ઞાન જ છે. કેવળી ભગવાન પણ એમ જ જાણે છે કે વર્તમાન આ જીવને મિથ્યાજ્ઞાન છે.

## (૧૩૩) જૈનદર્શનના શાસ્ત્રોના ભાવ સમજવા માટે અવશ્ય લક્ષમાં રાખવા યોગ્ય નિયમો.

(૧) જૈનદર્શન અનેકાંત સ્વરૂપ છે, તે દરેક વસ્તુને અનેકાંતસ્વરૂપ બતાવે છે. દરેક તત્ત્વ પોતાના સ્વરૂપમાં અસ્તિરૂપ અને પરના સ્વરૂપથી નાસ્તિરૂપ છે. આ અનેકાંત એ જ વસ્તુનું સ્વરૂપ સમજવાનો ઉપાય છે. તેનાથી જ જૈનદર્શનની મહત્તા છે.

(૨) દરેકે દરેક તત્ત્વ સ્વતંત્ર છે, પોતે પોતાથી અસ્તિરૂપ છે અને પરથી નાસ્તિરૂપ છે. જેમાં જેની નાસ્તિ હોય તેમાં

તે કાંઈ કરી શકે નહિ તેથી કોઇ પણ તત્ત્વ બીજા કોઈ તત્ત્વનું કાંઈ પણ કરવા કદી સમર્થ નથી.

(૩) દરેક દ્રવ્યો એક બીજાથી જુદા હોવાથી, તેમના ગુણો અને પર્યાયો પણ ત્રિકાળ જુદે જુદાં જ છે અને દરેક દ્રવ્યના ગુણ-પર્યાય પોત પોતાના દ્રવ્યના જ આધારે છે, કોઇ પણ દ્રવ્યના ગુણ-પર્યાય કદી પણ કોઈ બીજા દ્રવ્યને આધારે નથી.

(૪) જીવ પોતે બીજા અનંત પર પદાર્થોથી ભિન્ન છે તેથી કોઈ પર પદાર્થો જીવને લાભ-નુકશાન કરી શકે નહિ, જીવનો પુરુષાર્થ સ્વતંત્ર છે. જગતના સર્વ દ્રવ્યો સ્વથી અસ્તિરૂપ અને પરથી નાસ્તિરૂપ—એમ અનેકાંતસ્વરૂપ છે, એ અનેકાંત દ્વારા વસ્તુસ્વરૂપની સ્વતંત્રતા અને પૂર્ણતા છે. આમ ભેદજ્ઞાન કરાવીને જૈનદર્શન આત્મ સ્વભાવ સાથે એકતા કરાવે છે, ને પર સાથેનો સંબંધ તોડાવે છે

(૫) જૈનદર્શનના શાસ્ત્રનું કોઈ પણ કથન હોય તેનું મૂળ પ્રયોજન વીતરાગભાવ જ છે. એ પ્રયોજનને અખંડ રાખીને જ જૈનશાસ્ત્રોના અર્થ સમજવા.

ઉપર મુજબ પાંચ નિયમો બરાબર લક્ષમાં રાખીને સત્શાસ્ત્રોના અર્થ સમજવામાં આવે તો જ તેનું સાચું રહસ્ય સમજાય છે કોઈ પણ શાસ્ત્ર હોય અને તેમાં નિશ્ચયનયનું કથન હોય કે વ્યવહારનયનું કથન હોય પણ તેનો સાચો ભાવાર્થ સમજવા માટે ઉપરના નિયમો લક્ષમાં રાખીને તેના અર્થ કરવા જોઇએ.

અસ્તિ-નાસ્તિરૂપ અનેકાન્તના મર્મને સમજીને જો અર્થ કરે તો શાસ્ત્રરૂપી સમુદ્રનો પાર પામી જાય,—શાસ્ત્રના ગમે

તે કથનમાં પણ તે મૂંઝાય નહિ. અને જો અનેકાન્તના સાચા મર્મને જાણે નહિ તથા એક દ્રવ્ય બીજા દ્રવ્યમાં કાંઈ કરે ઇત્યાદિ પ્રકારે પક્ષ રાખીને શાસ્ત્ર વાંચે તો તે શાસ્ત્રના અનેક વિવક્ષાઓના કથનને ઉકેલી શકશે નહિ, તે શાસ્ત્રના કથનને જ પકડીને ત્યાં જ મૂંઝાઈ જશે-એટલે કે તેનું જ્ઞાન મિથ્યા રહેશે, તે શાસ્ત્રમાં કહેલા જ્ઞાનીઓના આશયને સમજી શકશે નહિ.

વીર. સં ૨૪૭૧ પોષ વદ ૧૧

(૧૩૪)

## સમ્યક્ચારિત્ર

આત્માનો સ્વભાવ જ્ઞાતા-દ્દષ્ટા છે. જ્ઞાતા-દ્દષ્ટાપણામાં રાગ-દ્વેષ ન હોય, એટલે જ્ઞાતા-દ્દષ્ટાસ્વભાવ અને રાગ-દ્વેષ જુદા છે એમ ભેદજ્ઞાન કરીને, કોઇ પરદ્રવ્યમા ઇષ્ટ અનિષ્ટ બુદ્ધિ ન કરવી પણ રાગ-દ્વેષરહિત જ્ઞાતા-દ્દષ્ટા રહેવુ તેનું નામ સમ્યક્ચારિત્ર છે. અથવા તો જ્ઞાતા-દ્દષ્ટાસ્વભાવને રાગથી જુદો જાણીને તેમાં સમ્યક્પ્રકારે પ્રવૃત્તિ અને રાગથી નિવૃતિ તે સમ્યક્ચારિત્ર છે. આ, આત્માનો જ વીતરાગભાવ છે અને તે સુખરૂપ છે. મારો સ્વભાવ સુખરૂપ છે, કોઈ પણ સંયોગી પદાર્થ કે સંયોગી ભાવમા મારુ સુખ નથી, અસંયોગી સ્વતઃસિદ્ધ જ્ઞાતા-દ્દષ્ટા વસ્તુ હું આત્મા છુ અને મારામાં જ મારુ સુખ છે એમ જે સ્વરૂપને નથી જાણતો તે જીવને સ્વભાવમા પ્રવૃત્તિ હોય નહિ પણ પરભાવમા જ તેની પ્રવૃત્તિ હોય. સ્વભાવમા પ્રવૃત્તિ તે સમ્યક્ચારિત્ર છે અને પરભાવમાં પ્રવૃત્તિ તે મિથ્યાચારિત્ર છે. જીવને રાગ-દ્વારા સમાધાન અને શાતિ થતી નથી પણ સ્વરૂપ એકાગ્રતા કરતા જ વીતરાગભાવ અને બધા સમાધાન-શાતિ સહજ થાય છે, સર્વ સમાધાન સ્વરૂપ મોક્ષ છે.

(૧૩૫)

### પદાર્થોનું પરિણમન સ્વતંત્ર છે

જીવનો સ્વભાવ તો જ્ઞાતા-દષ્ટા છે પરંતુ પોતે સ્વભાવને ભૂલીને જ્ઞાતા-દષ્ટા રહેતો નથી પણ પરદ્રવ્યોને જાણતાં પોતાને તેનો કર્તા માનીને તેમાં ફેરફાર કરવા ઇચ્છે છે, અને નકામો રાગ-દ્વેષભાવ કરીને વ્યાકૂળ થાય છે. કેમકે પરદ્રવ્યોમાં કાંઈ ફેરફાર આ જીવનો કર્યો થતો નથી, બધાય દ્રવ્યો પોતપોતાના સ્વભાવરૂપ પરિણમે છે, કોઈ દ્રવ્ય કોઈ અન્ય દ્રવ્યનું કર્તા છે જ નહિ.

કોઈક વાર જીવ ઇચ્છે તેમ પદાર્થમાં પરિણમન થાય તોપણ ત્યા તે પદાર્થનું પરિણમન જીવના પરિણમાવવાથી થયું નથી પણ સ્વયં તે પદાર્થના સ્વભાવથી થયું છે. પરંતુ, જેમ ચાલતા ગાડાને પકડીને બાળક એમ માને કે હું આ ગાડું ચલાવું છુ અથવા તો ગાડા નીચે ચાલતાં કૂતરુ એમ માને કે આ ગાડાનો ભાર હુ ઉપાડું છું-તેમ આ જીવ પણ પર પદાર્થોને જાણતાં એમ માને છે કે હુ આ પદાર્થોને પરિણમાવું છુ.-એ માન્યતા અસત્ય છે. જો ગાડુ તેમનું (બાળક કે કુતરાનુ) ચલાવ્યુ ચાલે છે તો જ્યારે તે ન ચાલતુ હોય ત્યારે કેમ તે ચલાવી શકતું નથી ? માટે જ્યારે તે ચાલે છે ત્યારે પણ તેમનાથી નથી ચાલતું, પણ સ્વયં ચાલે છે. તેમ દરેક પદાર્થો સમયે સમયે પરિણમી જ રહ્યા છે. કોઈક વાર જીવની ઇચ્છા અનુસાર તેમનુ પરિણમન દેખીને અજ્ઞાની જીવ એમ માને છે કે આ પરિણમતા દ્રવ્યને હુ પરિણમાવું છુ, પરંતુ પરિણમનાર પદાર્થ સ્વયં પોતાના સ્વભાવથી જ પરિણમે છે એમ માનતો

જો તારા પરિણમાવવાથી તે પદાર્થ પરિણમતો હોય તો

જ્યારે તે પદાર્થ તારી ઇચ્છા અનુસારે ન પરિણમતો હોય ત્યારે કેમ તું તેને પરિણમાવતો નથી ? માટે એમ સમજ કે સદાય તે પદાર્થો પોતાના સામર્થ્યથી જ પરિણમે છે, પણ મારાથી પરિણમતા નથી. કદાચિત્ જોગાનુજોગ ઇચ્છાનુસાર પરિણમન બની જાય તોપણ તેઓ તેમના કારણે તેમ પરિણમ્યા છે. જો કોઈ પણ પદાર્થ પોતાનો પરિણમાવ્યો પરિણમતો નથી તો પછી કષાય કરવાથી શું વળે ?–માત્ર પોતે દુઃખી થાય. આમ જે સમજે તેને કષાય કરવાનો અભિપ્રાય (-રુચિ) ટળી જાય.

**(૧૩૬) કોઈ પર પદાર્થો ઇષ્ટ-અનિષ્ટ નથી**

વળી કોઈ પણ પદાર્થોમાં તો ઇષ્ટ–અનિષ્ટપણું છે જ નહિ; કેમકે જો પદાર્થો જ સ્વયં ઇષ્ટ કે અનિષ્ટ હોય તો, જે પદાર્થ ઇષ્ટ હોય તે બધાને જ ઇષ્ટરૂપ લાગે અને અનિષ્ટ હોય તે બધાને જ અનિષ્ટરૂપ લાગે. પણ એમ તો છે નહિ. માત્ર આ જીવ પોતે જ રાગ-દ્વેષ વડે તેમાં ઇષ્ટ-અનિષ્ટપણાની કલ્પના કરે છે, તે કલ્પના ખોટી છે. જીવનો સ્વભાવ તો માત્ર જાણવાનો છે, પણ પદાર્થોને ઇષ્ટ–અનિષ્ટ કલ્પવાનો જીવનો સ્વભાવ નથી.

**(૧૩૭) જેઓ આત્માની સમજણ કરતા નથી ને બહાનાં બતાવે છે તેઓ વેદીયા-મૂર્ખ છે...સમજણ માટે સદાય મંગળીક કાળ જ છે.**

આત્મ તત્ત્વની સમજણ વર્તમાનમાં જ કરવી યોગ્ય છે, એવા પવિત્ર કાર્યમાં ક્ષણમાત્રની મુદત નાખવી તે યોગ્ય નથી. જેને આત્માની દરકાર નથી એવા મૂર્ખ અજ્ઞાની જીવો એમ

માને છે કે હમણાં અમુક બહારનાં કામો કરી લેવા અથવા તો હમણાં પુણ્ય કરી લેવા પછી ભવિષ્યમાં સાચી સમજણ કરશું.-તેઓ આત્માની સમજણનો વર્તમાનમાં જ અનાદર કરી રહ્યા છે. અરે ભાઈ, અનંત અનંતકાળથી સંસાર સમુદ્રમાં ડુબકાં ખાઈ રહ્યો છો અને અત્યારે સત્સમાગમે આત્મસ્વભાવ સમજીને સંસાર સમુદ્રમાંથી ઉગરવાના અવસર આવ્યા, તે વખતે સમજવાની આડ મારવી તે મૂર્ખતા છે. આત્મસ્વભાવ શુદ્ધ પરિપૂર્ણ છે એમ જ્ઞાનીઓ બતાવે છે તે તો સમજતો નથી અને 'શાસ્ત્રમાં શું કહ્યું છે તે જોઈ લઉં' એમ જે માને છે તેને શાસ્ત્રનો અધ્યાસ થઈ ગયો છે, તેઓ 'વેદિયા જ્યોતિષ'ની માફક મૂર્ખ છે. વેદિયા જ્યોતિષનું દૃષ્ટાંત—એક વખત એક કુવામાં કોઈ બાઈ પડી ગઈ. ત્યાં કેટલાક જ્યોતિષીઓ આવી ચડયા અને બાઈને કુવામાંથી કાઢવાનો વિચાર કરવા લાગ્યા. ત્યાં એક જણ બોલ્યો કે કુવામાંથી તે બાઇને કાઢવા માટે અત્યારે મૂરત સારૂં છે કે નહિ તે જોઈ લ્યો. ત્યાં બીજાએ કહ્યું હા, એ વાત ખરી, બાઈનું નામ કઇ રાશીમાં છે તે પહેલાં નકકી કરો. ત્યાં વળી એક-બે જણા તો ગામમાંથી જ્યોતિષશાસ્ત્રના પોથાં લેવા દોડયા, કોઈ તો ગોખેલા શ્લોકમાંથી કયો શ્લોક લાગુ પડે છે તે યાદ કરીને બોલવા માંડયા, કોઇએ બાઇને હકીકત પૂછવા માંડી કે તમારું નામ શું ? કેટલા વાગે તમે કુવામાં પડયા ? વગેરે વગેરે ! પણ બાઈ તો કહે, અરે ભાઇ, પહેલાં મને બહાર તો કાઢો, હું મરી જઇશ. ત્યારે વેદિયા જ્યોતિષ પંડિતો કહે કે પણ અમારા જ્યોતિષ શાસ્ત્રનો નિયમ મેળવવો જોઇએ, તું ધીરજ રાખ, હમણાં તારૂં જ્યોતિષ જોઇને અને સારૂં ચોઘડીયું

જોઈને તને કાઢીએ છીએ. ત્યાં કોઈ ડાહ્યો સમજુ માણસ આવી પહોંચ્યો અને કહ્યું કે અરે મૂર્ખાઓ, શું આ ટાણાં જ્યોતિષ જોવાનાં છે? એમ કહીને પોતે તરત પાઘડી ઊખેળીને તેનાથી બાઈને બહાર કાઢી. તેમ આત્મસ્વભાવ સમજવાના અવસરે અજ્ઞાનીઓ કહે છે કે અત્યારે કાળ કયો છે? આ કાળે મુક્તિ છે કે નહિ? કર્મ કેવાં છે? શાસ્ત્રમાં શું શું કહ્યું છે?–એમ બધા વરાધ્યો ગોતે છે. પણ જ્ઞાનીઓ તેને કહે છે કે અરે ભાઈ, આ અવસર કાળ ગૂમાવવાનો નથી. તારે કાળનું શું કામ છે? તું જે વખતે સમજ તે વખત તારે માટે મંગળિક કાળ જ છે. તારી મુક્તિ તારા આત્મસ્વભાવમાંથી પ્રગટે છે માટે તેનો નિર્ણય કર. અને કર્મ કેવાં છે એ જોવાનું તારે પ્રયોજન છે કે તારો ચૈતન્યસ્વભાવ કેવો છે તે સમજવાનું પ્રયોજન છે? શાસ્ત્રોમાં અનંત અપેક્ષાઓનાં કથન હોય તેમાં સ્વચ્છંદે તારો કાંઈ પત્તો નહિ ખાય; પણ જ્ઞાનીઓ કહે છે કે હજારો અને લાખો શાસ્ત્રના કથનમાં એક ચૈતન્યસ્વરૂપ આત્માની જ સમજણનું પ્રયોજન છે. શાસ્ત્રરૂપી સમુદ્રના મંથનમાંથી એક ચૈતન્યરત્ન જ મેળવી લેવાનું છે. માટે હે ભાઈ, આવા અવસરે તું આડાઅવળા દુર્વિકલ્પોમાં ન અટકતાં સત્પુરુષના કહેવા અનુસાર તારો સ્વભાવ સમજ. જો તું તારા સ્વભાવને ઓળખ તો તારો ઉદ્ધાર થાય તેમ છે, બીજા કોઈ પણ જાણપણાથી તારા આત્માનો ઉદ્ધાર નથી.

અહીં એમ ન સમજવું કે શાસ્ત્રોના અભ્યાસનો નિષેધ કર્યો છે; શાસ્ત્રનો અભ્યાસ કરવાનો નિષેધ નથી પરંતુ શાસ્ત્રાભ્યાસનું [illegible] આત્મસ્વભાવને સમજવાનું છે. જો

આત્મસ્વભાવ ન સમજે તો શાસ્ત્રનું જાણપણું તે જીવને માત્ર મનના ભારરૂપ છે

(૧૩૮)

## સાચી વિદ્યા

આ સંબંધમાં એક દૃષ્ટાંત આવે છે કે–કોઈ વાર એક માણસ હોડીમાં બેસીને સામે પાર જતો હતો તેણે હોડી વાળાને પૂછ્યું કે અરે નાવિક, તને જ્યોતિષવિદ્યા આવડે છે? નાવિકે કહ્યું–ના પછી પૂછ્યું–કવિતા બનાવતા આવડે છે? નાવિકે કહ્યું–ના એમ અનેક પ્રકારે પૂછ્યું ત્યારે છેવટે નાવિકે કહ્યું–ભાઈ અમને એવું કાંઈ આવડે નહિ, અમે તો હોડી હંકારી જાણીએ અને પાણીમાં તરવાની કળા જાણીએ ત્યારે તે માણસ પોતાનું ડહાપણ બતાવીને કહેવા લાગ્યો કે મને તો એ બધું આવડે છે તું એ કાંઈ ન શીખ્યો? એના વગર તારા બધાય વર્ષ પાણીમાં ગયા એ વખતે તો નાવિક કાંઈ ન બોલ્યો પછી આગળ જતા એકાએક હોડીમાં પાણી ભરાયું અને હોડી ડૂબવા લાગી ત્યારે નાવિકે તે માણસને પૂછ્યું કે ભાઈ, જુઓ આ હોડી તો થોડીક વારમાં ડૂબી જશે, તમને જ્યોતિષ વગેરે આવડે છે એ તો બધું જાણ્યું પરંતુ અત્યારે તમારું એ કાંઈ ડહાપણ કામ નહિ આવે, તમને તરતા આવડે છે કે નહિ? તે માણસને તરતા નો'તું આવડતું તેથી તે હે હે કે કે થઈ ગયો નાવિકે કહ્યું–બોલો હવે કોના વરસ પાણીમાં જશે? મને તો તરતા આવડે છે એટલે હું તો તરીને કાંઠે પહોંચી જઈશ પણ તમને તરતા નથી આવડતું તેથી તમે અને ભેગી તમારી વિદ્યા બધુંય પાણીમાં જશે

તેમ અજ્ઞાની જીવો સમ્યગ્દર્શનરૂપી તરવાની કળા જાણતા નથી અને જ્ઞાનીઓ તે કળા બરાબર જાણે છે. અજ્ઞાની કહે છે કે અમને તો કર્મપ્રકૃતિનું બરાબર જ્ઞાન છે અને આધ્યાત્મિક શાસ્ત્રોના શ્લોક તો અમારી જીભના ટેરવે રમે છે; અને વ્રત તપાદિ પણ બહુ કરીએ છીએ; પણ જ્ઞાની કહે છે કે ભાઈ, તેં એ બધું ભલે જાણ્યું પરંતુ આત્માનુભવ જાણ્યો છે કે નહિ? એના વગરની તારી કોઈ કળાથી સંસારનો અંત આવે તેમ નથી, એ કોઇ કળા તને આત્મશાંતિ આપવા સમર્થ નથી. અલ્પ કાળમાં જીવન પૂરું થતાં સંસારસમુદ્રમાં ડુબી જઇશ અને તારું બધુંય જાણપણું ઢંકાઈ જશે. જ્ઞાનીઓ ભલે કર્મપ્રકૃતિ વગેરેને બહુ ન જાણતા હોય, યાદશકિત બહુ ન હોય અને તેમને વ્રત-તપ પણ ન હોય, પરંતુ આત્મ અનુભવની મૂળભૂત કળા તેઓ બરાબર જાણે છે, તેમને જીવન પૂરું થવાના અવસરે આત્માનુભવની શાંતિ વધી જાય છે અને એ જ સતવિદ્યા વડે તેઓ અલ્પકાળે સંસાર સમુદ્રનો પાર પામી જાય છે. માટે સાચી વિદ્યા એજ છે.

આથી એમ સમજવું કે-મૂળ પ્રયોજનભૂત આત્મતત્વનું જ્ઞાન પહેલાં કરવું જોઇએ. આત્મસ્વભાવના જ્ઞાનપૂર્વક જો વિશેષ શાસ્ત્રાભ્યાસ અને યાદશકિત હોય તો તે ઉત્તમ છે, આત્મજ્ઞાન પૂર્વકના વિશેષ શાસ્ત્રાભ્યાસનો કાંઈ નિષેધ નથી, પરંતુ કદાચ કોઇ જીવને તેવા પ્રકારનું વિશેષ જ્ઞાન ન હોય તોપણ, જો આત્માનું જ્ઞાન હોય તો, તેનું આત્મકલ્યાણ અટકતું નથી. અને આત્મસ્વભાવની જો ઓળખાણ ન કરે તો તેવા જીવને હજારો શાસ્ત્રોનો અભ્યાસ પણ વ્યર્થ છે—આત્મકલ્યાણનું કારણ નથી. જીવ જો માત્ર શાસ્ત્રના જાણપણામાં રોકાય પરંતુ

શાસ્ત્ર તરફના વિકલ્પથી પાર એવો ચૈતન્ય આત્મસ્વભાવ છે તે તરફ વળે નહીં તો તેને ધર્મ થતો નથી, સમ્યગ્જ્ઞાન થતું નથી અજ્ઞાની જીવ અગિયાર અંગ ભણે છતાં તેનાથી તેને કિંચિત્ આત્મકલ્યાણ નથી માટે જ્ઞાનીઓ એ જ કહે છે કે સૌથી પહેલાં સમ્યક્ પુરુષાર્થવડે આત્મસ્વરૂપને જાણો, તેની જ પ્રતીતિ-રુચિ-શ્રદ્ધા ને મહિમા કરો,—બધાય તીર્થંકરોના દિવ્યધ્વનિનો અને બધાય સત્શાસ્ત્રોના કથનનો સાર એ જ છે

## (૧૩૯) આત્માની સાથે શું રહે છે ?—આત્માનું શું છે ?

પ્રશ્ન—આત્માની સાથે શું રહે છે ?

ઉત્તર—આત્મા જ્ઞાનસ્વરૂપ છે તેથી જ્ઞાન જ તેની સાથે રહે છે રાગ આત્માનું સ્વરૂપ નથી તેથી તે આત્મા સાથે સદાય રહેતો નથી, પણ પહેલા ક્ષણનો રાગ બીજા ક્ષણે જ છૂટી જાય છે એક ને એક રાગ આત્મા સાથે ૫૦ વર્ષ ન રહી શકે પણ તેનું જ્ઞાન તો રહી શકે છે માટે રાગ તે આત્માનું સ્વરૂપ નથી અને જ્ઞાન જ આત્માનું સ્વરૂપ છે તેથી જ્ઞાન જ આત્મા સાથે રહે છે આમ હોવાથી જ્ઞાન અને રાગ જુદાં સિદ્ધ થયાં હવે જો એમ જાણીને જ્ઞાન પોતાના સ્વભાવમાં એકાગ્ર થાય તો તે સદાય આત્મા સાથે જ રહે છે.—એક ગતિમાંથી બીજી ગતિમાં જતાં પણ તે જ્ઞાન ટળતું નથી, પણ જો રાગ સાથે જ્ઞાનનું એકત્વ માન્યું હોય તો, જેમ રાગ નાશવાન છે તેમ તે એકત્વબુદ્ધિવાળું જ્ઞાન પણ નાશ પામી જાય છે જો આત્મઅનુભવવડે સ્વભાવ તરફનું જ્ઞાન કરીને સમ્યગ્જ્ઞાન કર્યું હોય તો, તે જ્ઞાન આત્મા સાથે અભેદ થતું હોવાથી, સદાય આત્માની સાથે જ રહે છે કેમકે તે જ્ઞાન

આત્માનો જ સ્વભાવ છે. અને જે જ્ઞાન આત્મસ્વભાવને તો ન જાણે અને એકલા પરને જ જાણવામાં રોકાય તેમજ ચૈતન્યસ્વભાવ સાથે અભેદતા ન કરતાં રાગમાં એકતા કરે તે જ્ઞાન આત્માની સાથે રહેતું નથી; કેમકે સ્વભાવને ચૂકીને પરને જાણવું તે આત્માનો સ્વભાવ નથી. તેથી એવું જ્ઞાન આત્મા સાથે કાયમ ટકી રહેતું નથી, પણ અલ્પકાળમાં નાશ થઇ જાય છે એટલે કે પર લક્ષે કરેલો જ્ઞાનનો ઉઘાડ અલ્પકાળમાં ઢંકાઈ જાય છે.

જો સ્વભાવને સાચી રીતે જાણે તો સમ્યગ્જ્ઞાન થાય, તે જ્ઞાન આત્મા સાથે લઈ જાય છે; અને કાંતો સ્વભાવને ઊંધી રીતે માને તો સ્વ સંબંધી ઊંધું જ્ઞાન (-મિથ્યાજ્ઞાન) થાય, તે સાથે લઇ જાય છે. એટલે કે જ્ઞાનીના પરિણામ સદા જ્ઞાનમય ઉપજે છે અને અજ્ઞાનીના પરિણામ અજ્ઞાનમય ઉપજે છે. આત્માને પોતાના જ્ઞાન સાથે સંબંધ છે, પરંતુ પરવસ્તુઓ સાથે આત્માને સંબંધ નથી, તેઓ તો આત્માથી જુદી જ છે. પરવસ્તુઓ કદી આત્મા સાથે જતી નથી અને આત્મા પરવસ્તુઓને લઇ જઇ શકતો નથી. વર્તમાનમાં પણ આત્મા શરીર વગેરે અન્ય દ્રવ્યો ભેગો (-એકમેક) રહ્યો નથી, પણ તેનાથી છૂટો જ છે. જેની દૃષ્ટિ ચૈતન્યતત્ત્વ ઉપર નથી પણ જડ શરીર ઉપર છે તેને પોતાની ઊંધી દૃષ્ટિને કારણે એકમેકપણું લાગે છે, પરંતુ વાસ્તવિક તેમ છે નહિ.

## (૧૪૦) જ્ઞાનીની દૃષ્ટિએ....અને અજ્ઞાનીની દૃષ્ટિએ

જ્ઞાનીઓ કહે છે કે ચૈતન્યતત્ત્વ અને જડતત્ત્વ સદાય જુદા જ છે; ચૈતન્ય આત્મા અને જડ શરીરનું એકપણું અમે કદી

પણ અનુભવતા નથી-જાણતા નથી. અજ્ઞાની અને નિગોદ-દશામાં રહેલા આત્મા પણ શરીરાદિથી જુદા સ્વભાવવાળાં ચૈતન્યસ્વરૂપી છે એમ જ અમારા જાણવામાં આવે છે. અજ્ઞાનીઓ કહે છે કે–ચૈતન્ય આત્મા અને જડ શરીર કદી જુદા અમારા અનુભવવામાં આવતાં જ નથી,–અમને તો ચૈતન્ય અને જડ નું એકપણું જ ભાસે છે. અજ્ઞાનીની આ ઊંધી માન્યતાનું શલ્ય જ તેને ચૈતન્યસ્વભાવનો અનુભવ કરવામાં રોકે છે.

ચૈતન્ય અને જડ સદાય જુદાં જ હોવા છતાં અજ્ઞાની તેમને એકમેક પણે માને છે; જ્ઞાની કહે છે કે–ભલે, અજ્ઞાની પોતાના આત્માને જડ સાથે એકમેક માને તોપણ તેનો આત્મા કદી જડ સાથે એકમેક થયો જ નથી, પણ જડથી ભિન્ન ચૈતન્યસ્વરૂપી જ છે-એમ અમારા જ્ઞાનમાં અમે પ્રગટ જાણીએ છીએ.

વીર. સં. ૨૪૭૨ માહ સુદ ૨

## (૧૪૧) બધા જીવોને માટે સુખી થવાનો એક ઉપાય –સાચી સમજણ.

બધા આત્મા ચૈતન્યસ્વરૂપ છે અને તેમનામાં સમજવાની પૂરેપૂરી તાકાત છે; બધા આત્મા શક્તિરૂપે ભગવાન છે. પરંતુ જીવ અનાદિથી પોતાના સ્વરૂપના સામર્થ્યનું ભાન ભૂલ્યો છે અને પોતાને નમાલો, પરાધીન માની લીધો છે, તેથી જ પોતાના સ્વરૂપથી ચ્યુત થઇને વર્તમાન હાલતમાં તે દુઃખનું વેદન કરી રહ્યો છે. જો સત્સમાગમે પોતાના સ્વરૂપની સાચી સમજણ કરે–તો તેને સુખ પ્રગટે અને દુઃખ ટળે. સૌથી પહેલાં-

સાચી સમજણ કરવી એ જ સુખી થવાનો ઉપાય છે અને એ જ બધા જીવોનું પ્રથમ કર્તવ્ય છે

અહીં કોઈ દલીલ કરે કે—જેમ કોઈ વૈદ્ય બધાય દરદીઓને એક જ દવા આપ્યા કરે તેમ તમે તો બધાયને માટે એક જ ઉપાય બતાવો છો. પરંતુ—જેમ જુદા જુદા પ્રકારના દરદીઓને જુદી જુદી દવા આપવી જોઈએ તેમ અહીં પણ નાના-મોટા અનેક પ્રકારના જીવોને માટે જુદો જુદો ઉપાય કહેવો જોઈએ? તેનું સમાધાન અહીં ખરેખર બધા અજ્ઞાની જીવોને જુદા જુદા રોગ નથી પણ બધાયને "સ્વરૂપની અણસમજણ" નો એક જ પ્રકારનો રોગ છે અને તે રોગને ટાળવા માટે "સ્વરૂપની સમજણ" એ જ એક દવા છે

વળી દલીલ કરનાર કહે કે—તમે તો બધાને એક જ કરવાનું કહો છો, પરંતુ હજી તો બાળક મોટો થતો હોય ત્યાંથી જ શું ધર્મ કરવા માંડે? બાળકોએ તો પહેલા લૌકિક ભણવું જોઈએ, પછી સંસાર વ્યવહાર ચલાવતા શીખવું જોઈએ અને પછી ફૂરસદ મળે ત્યારે ધર્મ સમજે,—એમ કહેવું જોઈએ'—એની દલીલનું નીચેના પ્રશ્નોત્તર વડે સમાધાન કરવામાં આવે છે—

પ્રશ્ન—બાળક સુખી થાય તેમ કરવું કે દુ:ખી થાય તેમ?

ઉત્તર—સુખી થાય તેમ

પ્રશ્ન—બાળક સાચું સમજે તો સુખી થાય કે ખોટું સમજે તો?

ઉત્તરઃ—સાચું સમજે તો જ સુખી થાય, ખોટું સમજે તો દુઃખી થાય.

પ્રશ્નઃ—જો સાચી સમજણથી જ સુખ થાય છે તો પછી તે સાચી સમજણ પહેલેથી જ કરવાની હોય, કે પહેલાં ખોટું સમજ્યા પછી સાચું સમજવાનું હોય ?

ઉત્તરઃ—પહેલેથી જ સાચું સમજવાનું હોય. પહેલાં અસત્ સમજીને પછી સત્ સમજવું એમ ન હોય. માટે બાળક કે વૃદ્ધ સર્વે જીવોને માટે સૌથી પહેલાં સાચી સમજણનો અભ્યાસ કરવો–એ જ સુખી થવાનો રસ્તો છે.

જ્યારથી અસતને અસત્ તરીકે જાણ્યું ત્યારથી જ અસત્ય અભિપ્રાય છોડી દેવો જોઈએ. પહેલાં ઝેર ખાઈને તેની પરીક્ષા કરીએ, તે શરીરમાં પ્રસરી જશે પછી તેના ઉપાય કરશું'–એમ ન હોય, પણ ઝેર છે એમ જાણ્યા પછી તે ખવાય જ નહિ. તેમ ઊંધી માન્યતા તો ઝેરથી પણ ખરાબ છે. પહેલાં ઊંધું સમજી લઈએ પછી સત્ય સમજશું–એમ કદી ન હોય. અસત્ સમજતાં સમજતાં સત્‌ની સમજણ થાય જ નહિ, પણ અસત્ તરફનું વલણ છોડે તો સત્ સમજાય. અસત્‌ને અસત્ જાણ્યું તે જ ક્ષણે અસત્ છોડીને સત્ સમજી લઊં, અસત્યને સર્વથા છોડી દઊં–એમ સત્‌નો જ આદર હોય. આ પ્રમાણે, જે સત્ય હોય તે પહેલે થી જ સમજવાનું હોય, અને તે નિયમ તો બધા આત્માઓ માટે સરખો જ હોય. માટે પહેલાં સત્–અસત્‌નો વિવેક કરવો.

મુમુક્ષુ જીવોએ ખાસ ધ્યાન રાખવું કે સત્ જેણે અનુભવ્યું હોય એવા 'સત્' પુરુષ પાસેથી જ સત્‌નો ઉપદેશ મળી-

શકે, પણ જેણે 'સત' અનુભવ્યુ નથી એવા અજ્ઞાનીઓ પાસેથી કદી પણ સત્‌ના ઉપદેશની પ્રાપ્તિ થાય નહિ માટે સત્‌અસતના વિવેકમા સદ્‌ગુરુ અને અસદ્‌ગુરુનો પણ વિવેક આવી જ જાય છે.

વીર સ ૨૪૭૧ માહ સુદ ૨

## (૧૪૨) જિજ્ઞાસુને પ્રેરણા

અનાદિ કાળથી જીવ મિથ્યાદર્શન જ્ઞાન-ચારિત્રરૂપ પરિણમે છે, અને એ જ પરિણમનવડે સસારમા અનેક પ્રકારના દુ ખના નિમિત્ત કારણરૂપ કર્મો બધાય છે, માટે એ મિથ્યા દર્શનાદિક ભાવો જ દુ ખનુ મૂળ છે, અન્ય કોઈ નથી અનાદિ કાળથી હુ માત્ર સ્વરૂપ ભૂલીને પરના કર્તૃત્વની માન્યતામા રોકાણો, પણ હવે સત્સમાગમ પામીને હુ મારુ હિત કરી લઉં આત્મા શુ અને આત્માનુ શુ છે—એ વિવેક કરી લઉં દુનિયાના પદાર્થોનુ જે થાવું હોય તે થાય, તેના કામમા મારુ કાઈ પ્રયોજન નથી, મારે તો મારા આત્મ કલ્યાણનો ઉપાય કરવો છે—એવી રીતે હે ભવ્ય જીવ! તુ તારા આત્મામા જિજ્ઞાસા કર જો તુ દુ ખથી મુક્ત થવા ઇચ્છે છે તો, જે રીતે શ્રીગુરુ સ્વ-પરનુ ભિન્ન ભિન્ન સ્વરૂપ સમજાવે છે તે રીતે ઓળખીને, સમ્યગ્દર્શનાદિ વડે મિથ્યાદર્શનાદિક વિભાવોનો અભાવ કરવો —એ જ કાર્ય છે એ કાર્ય કરવાથી તારુ પરમ કલ્યાણ થશે

ચોથો અધ્યાય પુરો

(૧૪૩)

તત્ત્વસ્વરૂપ સમજાવતી ચૌભંગી

૧ પર પદાર્થો ઇષ્ટ કે અનિષ્ટ છે એમ માનવુ તે અજ્ઞાન

કોઈ પણ પર વસ્તુને ઇષ્ટ કે અનિષ્ટ માને તે જીવ અજ્ઞાની -મિથ્યાદષ્ટિ છે કેમકે આ જીવ બધાય પર પદાર્થોથી જુદો છે, આ જીવને કોઇ પણ પર પદાર્થ ઇષ્ટ કે અનિષ્ટ છે જ નહિ જે જીવ પર પદાર્થોમા ઠીક-અઠીકપણુ માનતો હોય તે જીવ, જેને પોતે ઠીક માને તેનુ ગ્રહણ કરવા ઇચ્છે અને જેને પોતે અઠીક માને તેનો ત્યાગ કરવા ઇચ્છે પરતુ પર પદાર્થોની ક્રિયા તો સ્વતત્ર છે, આત્મા તેનુ ગ્રહણ કે ત્યાગ કરી શકતો નથી પર પદાર્થોની ક્રિયા પોતાને આધીન નથી છતા તેમા ઠીક-અઠીકપણાની કલ્પના કરવી અને તેના ગ્રહણ-ત્યાગની ભાવના કરવી તે મિથ્યાદષ્ટિપણુ છે કોઈ પણ પર પદાર્થો ઇષ્ટ -અનિષ્ટ નથી છતા તેમા ઇષ્ટ-અનિષ્ટપણુ માનવુ તે અનત દુઃખનુ કારણ છે, અને તેમા ઇષ્ટ-અનિષ્ટપણુ માનવાનુ પ્રયોજન સિદ્ધ થતુ નથી અર્થાત્ જીવ પોતાની તે માન્યતા પ્રમાણે ઇષ્ટનું ગ્રહણ અને અનિષ્ટનો ત્યાગ કરી શકતો નથી, તેથી તે માન્યતા મિથ્યા છે-ખોટી છે

વીર સં. ૨૪૭૧ : માહ સુદ ૮

## (૧૪૪) ધર્મી જીવના ધર્મનો સંબંધ કોની સાથે છે ? ને ધર્મી જીવનું કર્તવ્ય શું ?

આયુષ્ય સાથે ધર્મનો સંબંધ નથી, પણ ધર્મ તો આત્મસ્વભાવની શ્રદ્ધા-જ્ઞાન-ચારિત્રથી છે. ધર્મી જીવો આયુષ્યને લંબાવવાની કે ટકાવવાની ભાવના કરતા નથી પણ પોતાના સમ્યગ્દર્શનાદિ ભાવને અખંડપણે ટકાવી રાખવો તે જ ધર્મી જીવનું કર્તવ્ય છે અને તેની જ પૂર્ણતાની ભાવના ધર્માત્માઓ કરે છે. આયુષ્યને, શરીરને કે સ્ત્રી-પુત્રાદિને ટકાવી રાખવા તે ધર્મી જીવનું કર્તવ્ય નથી, એ તો બધા પર વસ્તુ છે, કોઇ પણ જીવ તેને ટકાવી શકતો જ નથી. પણ જે પુણ્ય પરિણામ થાય તેને ટકાવી રાખવા એ પણ ધર્મી જીવનું કર્તવ્ય નથી. ધર્મી જીવો પુણ્યભાવને લંબાવવાની ભાવના કરતા નથી પણ સ્વભાવભાવની વૃદ્ધિની ભાવના કરે છે. અધર્મી જીવો વિકારને અને પરને લંબાવવા માંગે છે. ધર્મી જીવના ધર્મનો સંબંધ કોઈ પર દ્રવ્યો સાથે કે પુણ્ય સાથે નથી પણ પોતાના આત્મા સાથે જ ધર્મનો સંબંધ છે. જેની સાથે ધર્મનો સંબંધ છે તેને તો જાણે નહિ તો પછી જીવને ધર્મ ક્યાંથી થાય ?

પુણ્ય-પાપ અને તેનાં ફળ એ બધાયની સાથે ધર્મનો સંબંધ નથી; તે બધાયમાં ધર્મનો અભાવ છે અને તે બધાયનો અભાવ છે. આત્માના સ્વભાવની શ્રદ્ધા-સ્વરૂપ જે ભાવ છે તેમાં, ધર્મનો સદ્ભાવ છે અને

આવી ગઈ) તે ઇષ્ટ અને વિકાર ભાવ તે અનિષ્ટ છે, આ માન્યતામા જે ઇષ્ટ છે તેનુ ગ્રહણ અને જે અનિષ્ટ છે તેનો ત્યાગ પોતે કરી શકે છે-એ રીતે એ માન્યતાનુ પ્રયોજન સિદ્ધ થઈ શકે છે એ માન્યતા તો સાચી છે, પરતુ ત્યા હજી ઠીકનુ ગ્રહણ કરવાનો અને અઠીકનો ત્યાગ કરવાનો વિકલ્પ વર્તે છે તેથી ત્યા રાગ-દ્વેષનો અશ વિદ્યમાન છે, એટલે ત્યા ચારિત્રનો દોષ છે પણ માન્યતાનો દોષ નથી આ સાધકદશા છે જીવ પોતાનુ યથાર્થ સ્વરૂપ જાણે અને પોતામા ગ્રહણ કરવા યોગ્ય તથા ત્યાગ કરવા યોગ્ય શુ છે તે જાણે તો પોતાના દોષનો ત્યાગ કરી શકે આ માન્યતામા ઇષ્ટ-અનિષ્ટનુ યથાર્થ જ્ઞાન તો થયુ છે પણ હજી ઇષ્ટનુ સર્વથા ગ્રહણ ને અનિષ્ટ નો સર્વથા ત્યાગ થયો નથી

### ૪. ઇષ્ટ-અનિષ્ટના વિકલ્પ પણ છોડીને સ્વરૂપમા પૂર્ણ લીન થવુ તે સાધ્યદશા

'મારો સ્વભાવ ઇષ્ટ અને વિકારી અવસ્થા અનિષ્ટ' એવા ભેદના વિકલ્પ પણ છોડીને, પરમ ઉપાદેય જ્ઞાયકસ્વભાવમા સ્થિર થઈ જાય અને ત્યા જ લીનતા વડે રાગનો ક્ષય કરી વીતરાગતા અને કેવળજ્ઞાન પ્રગટ કરે-ત્યા દૃષ્ટિ અને ચારિત્ર બને પૂર્ણ છે પહેલા (ત્રીજાબોલ પ્રમાણે) ઇષ્ટ-અનિષ્ટનુ યથાર્થ સ્વરૂપ જાણ્યુ હતુ, તે સ્વરૂપે સાક્ષાત્ પરિણમન જ થઈ ગયુ, તે ઉત્તમ છે તે દશામા ગ્રહણ કરવાયોગ્ય સર્વેનું ગ્રહણ અને ત્યાગ કરવાયોગ્ય સર્વેનો ત્યાગ થઈ ગયો છે

ઇષ્ટ અનિષ્ટનુ અર્થાત્ ગ્રહણ ત્યાગનુ સ્વરૂપ સમજવા માટે ઉપર કહેલા ચાર ભગ ખાસ મનન કરવા જેવા છે.

વીર સં. ૨૪૭૧ : માહ સુદ ૮

## (૧૪૪) ધર્મી જીવના ધર્મનો સંબંધ કોની સાથે છે? ને ધર્મી જીવનું કર્તવ્ય શું?

આયુષ્ય સાથે ધર્મનો સંબંધ નથી, પણ ધર્મ તો આત્મસ્વભાવની શ્રદ્ધા-જ્ઞાન-ચારિત્રથી છે. ધર્મી જીવો આયુષ્યને લંબાવવાની કે ટકાવવાની ભાવના કરતા નથી પણ પોતાના સમ્યગ્દર્શનાદિ ભાવને અખંડપણે ટકાવી રાખવો તે જ ધર્મી જીવનું કર્તવ્ય છે અને તેની જ પૂર્ણતાની ભાવના ધર્માત્માઓ કરે છે. આયુષ્યને, શરીરને કે સ્ત્રી-પુત્રાદિને ટકાવી રાખવા તે ધર્મી જીવનું કર્તવ્ય નથી, એ તો બધા પર વસ્તુ છે, કોઇ પણ જીવ તેને ટકાવી શકતો જ નથી. પણ જે પુણ્ય પરિણામ થાય તેને ટકાવી રાખવા એ પણ ધર્મી જીવનું કર્તવ્ય નથી. ધર્મી જીવો પુણ્યભાવને લંબાવવાની ભાવના કરતા નથી પણ સ્વભાવભાવની વૃદ્ધિની ભાવના કરે છે. અધર્મી જીવો વિકારને અને પરને લંબાવવા માંગે છે. ધર્મી જીવના ધર્મનો સંબંધ કોઈ પર દ્રવ્યો સાથે કે પુણ્ય સાથે નથી પણ પોતાના આત્મા સાથે જ ધર્મનો સંબંધ છે. જેની સાથે ધર્મનો સંબંધ છે તેને તો જાણે નહિ તો પછી જીવને ધર્મ ક્યાંથી થાય?

પુણ્ય-પાપ અને તેનાં ફળ એ બધાયની સાથે ધર્મનો કાંઇ સંબંધ નથી; તે બધાયમાં ધર્મનો અભાવ છે અને ધર્મમાં તે બધાયનો અભાવ છે. આત્માના સ્વભાવની શ્રદ્ધા-જ્ઞાન ચારિત્રરૂપ જે ભાવ છે તેમાં ધર્મનો સદ્ભાવ છે અને

રૂપમાં સ્થિર થાય તો તે જીવની ધારણાનુંસાર (-જ્ઞાન અનુસાર) જ બધું થાય...અર્થાત્ જ્યાં સુધી જીવને પરમાં કાંઈ કરવાની ઇચ્છા છે ત્યાં સુધી, તેનું જ્ઞાન અપૂર્ણ છે. પણ જ્યારે જીવ ઇચ્છા તોડીને કેવળજ્ઞાન પ્રગટ કરે ત્યારે, જેવું તેના જ્ઞાનમાં જણાય તેવું જ પદાર્થોનું પરિણમન થાય છે. આથી કહ્યું કે-જ્યાં સુધી ઇચ્છા છે ત્યાંસુધી ધાર્યા પ્રમાણે (જ્ઞાન અનુસાર) કાર્ય થતાં જ નથી અને જ્યાં ઇચ્છા નથી ત્યાં ધાર્યા પ્રમાણે જ (જ્ઞાન પ્રમાણે જ) કાર્ય પદાર્થોની સ્વતંત્રતાથી સ્વયમેવ થાય છે. ઇચ્છા વાળા જીવને ધાર્યા પ્રમાણે કાર્ય થતું નથી તેથી ઇચ્છાવાળો જીવ આકુળવ્યાકુળ જ રહે છે, માટે ઇચ્છા તે જ દુઃખ છે. જ્યાં ઇચ્છા નથી ત્યાં જ્ઞાનમાં જાણ્યા પ્રમાણે જ પદાર્થો પરિણમે છે, ત્યાં આકુળતા રહેતી નથી, નિરાકુળ જ્ઞાતાપણું છે, આવું નિરાકુળતાપણું તે સુખ છે એટલે કે જ્ઞાન તે જ સુખ છે. જેટલે જેટલે અંશે સમ્યગ્જ્ઞાન આત્મામાં એકાગ્ર થાય છે તેટલે તેટલે અંશે નિરાકુળતા વધતી જાય છે.

(૧૪૭) **જ્ઞાનનો અકર્તાસ્વભાવ**

જ્ઞાન પર પદાર્થોમાં શું કરે? તેનો સ્વભાવ તો જાણવાનો છે, પણ પરમાં કાંઇ કરવાનો તેનો સ્વભાવ નથી, અને ખરેખર તો જ્ઞાન વખતે જે રાગ હોય છે તે રાગને કરવાનો પણ જ્ઞાનનો સ્વભાવ નથી. જેમ આંખ છે તે મેરુ પર્વતને જાણે ખરી, પરંતુ શું આંખ મેરુ પર્વતને ઉંચો કરી શકે? તેમ જ્ઞાન તો બધાયને જાણવાના સ્વભાવવાળું છે, તે બધાને જાણે ખરું, પરંતુ તેમાં કાંઈ ફેરફાર કરે નહિ. ખરેખર તો જે જ્ઞાનસ્વભાવ છે તે રાગને કરતો નથી પણ જાણે જ છે. આ રીતે જ્ઞાન પરનું

કર્તા છે એમ સમજતા જ્ઞાન જ્ઞાનમા લીન રહે છે, જ્ઞાન
નપણે જ થાય છે પણ વિકારપણે થતું નથી. આ રીતે જ્ઞાન
ધર્મ છે અને જ્ઞાન જ સસારના નાશનો ઉપાય છે.

(૧૪૮) જ્ઞાન સામ્રાજ્ય

સહજ જ્ઞાન તે જ ત્રણ લોકનું સામ્રાજ્ય છે એમ
સમસાર શાસ્ત્રમા કહ્યુ છે. લોકમા જે રાજા હોય તે પોતાના
જને માત્ર જાણે જ છે, પણ અજ્ઞાનવડે ઇચ્છા કરીને તે
ખી થાય છે અને તેના જ્ઞાન પ્રમાણે તો પદાર્થો પરિણમતા
થી, જેની આજ્ઞા પ્રમાણે ન થાય અને જેમા દુઃખ હોય
તે તે સામ્રાજ્ય કેમ કહેવાય ? સામ્રાજ્ય તો કેવળીભગ-
ન પાસે છે, કેમકે તેઓશ્રીના કેવળજ્ઞાનની આજ્ઞામાં જ
ધા પદાર્થો પરિણમે છે, કેવળજ્ઞાનની મર્યાદાને ઉલ્લઘીને
ચ માત્ર પણ થતુ નથી અને ભગવાન ઇચ્છારહિત હોવાથી
પૂર્ણ અનાકૂળ સુખને જ અનુભવે છે, આથી કેવળજ્ઞાન એ
સાચુ જગતનુ સામ્રાજ્ય છે.

(૧૪૯) સર્વ શાસ્ત્રનું પ્રયોજન

સર્વ શાસ્ત્રનું પ્રયોજન એ જ છે કે ચૈતન્યસ્વરૂપ આનદ-
ય આત્માને ઓળખીને તેમા લીન થા. શાસ્ત્રનું એક જ
ાક્ય સત્પુરુષ પાસેથી સાભળીને જો એટલું સમજી જાય
ાય તેનું પ્રયોજન સિદ્ધ છે, અને લાખો-કરોડો શાસ્ત્રો
ાંભળીને પણ એ જ સમજવાનુ છે. જો એ ન સમજે તો તે
ર્વે શાસ્ત્રના એક શબ્દને પણ યથાર્થપણે જાણ્યો નથી

વીર સ ૨૪૭૧ માહ સુદ ૧૪

જેથી આકુળતા ટળીને અનાકુળતા થાય-એવો આત્મસ્વ-
ાન જ મૂળ પ્રયોજનભૂત છે. સતનું શ્રવણ કરે, શાસ્રો ભણે,

નવતત્ત્વો જાણે, દેવ-ગુરુ-શાસ્ત્રની શ્રદ્ધા-ભક્તિ કરે-ઇત્યાદિ બધુય બરાબર કરવા છતાં જો પોતાના નિરાકુળ આત્મસ્વભાવ તરફ ન વળ્યો અને તેને જો ન અનુભવ્યો તો જીવનું એ બધુય કરવું નિષ્ફળ છે, તેનાથી જીવના પ્રયોજનની સિદ્ધિ નથી અને જે જીવને શાસ્ત્ર વાચતા પણ ન આવડતા હોય, નવ તત્ત્વોના નામ ન આવડતાં હોય છતાં જો સત્ પુરુષ પાસેથી શ્રવણ કરીને ચૈતન્ય સ્વરૂપ આત્માને અનુભવી લીધો છે તો તેને સર્વ પ્રયોજનની સિદ્ધિ છે.

## (૧૫૦) કલ્યાણનો ઉપાય કષાયની મંદતા નથી પણ અકષાય સ્વરૂપની ઓળખાણ છે

સર્વથા કષાયરહિત અકષાય સ્વભાવને સમજીને કષાયનો અભાવ કરવો તે પ્રયોજન છે, પરંતુ અકષાય સ્વભાવને સમજ્યા વગર પરના લક્ષે કષાય મંદ પાડે તે પ્રયોજનરૂપ નથી. કષાયનો અભાવ કયારે થાય? –'હું જ્ઞાન સ્વરૂપ છું', મારા સ્વરૂપમાં કષાય નથી-એમ અકષાયસ્વરૂપની પ્રતીતિના જોરે જ કષાયનો અભાવ થઇ શકે છે અકષાય ચૈતન્યસ્વરૂપની પ્રતીતિનું જોર પ્રગટયા વગર પર લક્ષે કષાયની મંદતા માત્ર કરી શકે પણ કષાયનો અભાવ તો ન જ થાય. પર લક્ષે જે કષાયની મંદતા થાય તેનાથી આત્માના કલ્યાણની સિદ્ધિ નથી, અને એ કષાયની મંદતા સદાય ટકી રહેવાની પણ નથી. અલ્પકાળે એ ફરીને તીવ્ર કષાય થઇ જશે અને આત્માના લક્ષે જે કષાય ટળ્યો તે સદાને માટે ટળી જાય છે અને રહેલો કષાય પણ ક્રમે ક્રમે ટળીને અકષાયી વીતરાગદશા પ્રગટે છે. એટલે સૌથી

પહેલાં આત્માના અકષાય ચૈતન્યસ્વરૂપની ઓળખાણ કરવી તે જ કલ્યાણનો ઉપાય છે.

(૧૫૧) યુક્તિ

જે યુકિત આત્મસ્વભાવને સિદ્ધ કરે તે જ યુકિત છે. પહેલાં વસ્તુ છે એમ નક્કી કરવા માંગે તો તેને યુકિતવડે સિદ્ધ કરી શકે. જે સ્વભાવ હોય તેને સિદ્ધ કરવો તે યુકિત છે; પણ સ્વભાવને જ જે સમજવા ન માગે તેને યુકિત યથાર્થ બેસે જ નહિ.

(૧૫૨) આદરણીય શું?

પ્રશ્ન:-નવ તત્ત્વોમાંથી કયા કયા તત્ત્વો આદરણીય છે?

ઉત્તર:-જ્ઞાનમાં તે સર્વે તત્ત્વો જાણવા યોગ્ય છે; સદ્‌ભુત વ્યવ્હારનયથી સંવર-નિર્જરા-મોક્ષ અને જીવ આદરણીય છે, પરંતુ શુદ્ધનિશ્ચયથી તો નવતત્ત્વના ભેદનો વિચાર છોડીને એકલું શુદ્ધ જીવતત્ત્વ જ આદરણીય છે. સમ્યક્ શ્રદ્ધા મોક્ષ પર્યાય જેટલો જ આત્માને સ્વીકારતી નથી પરંતુ ચૈતન્ય જ્ઞાયકસ્વરૂપે એકરૂપ સ્વીકારે છે, તેથી શ્રદ્ધામાં તો નવે તત્ત્વોના વિકલ્પ છોડીને એકરૂપ જ્ઞાયક આત્માનો અનુભવ જ આદરણીય છે. નવતત્ત્વના વિકલ્પવડે આત્માને માનવો તે પણ સમ્યકત્વ નથી. નવતત્ત્વોનું જ્ઞાન તે વ્યવહાર સમ્યક્ત્વ છે, અને તે નવતત્ત્વનું લક્ષ (વિચાર) છોડીને એકરૂપ આત્માને પ્રતીતમાં લેવો તે સાચું સમ્યગ્દર્શન છે. નવતત્ત્વનો વિચાર કરતાં ભેદને લીધે રાગ ઉત્પન્ન થાય છે તથા રાગની એકત્વબુદ્ધિ ટળતી નથી માટે શ્રદ્ધામાં તો નવેતત્ત્વો આદરણીય નથી, પણ નવ

તત્ત્વના ભેદથી પાર એકલો જ્ઞાયક અભેદ આત્મા એ જ આદરણીય છે, કેમ કે અભેદના લક્ષે રાગ સાથેની એકતાબુદ્ધિરૂપ મિથ્યાત્વ ટળે છે અને રાગ ટળીને વીતરાગતા થાય છે.

## (૧૫૩) વિશેષતત્ત્વોનું જ્ઞાન પ્રયોજનભૂત છે કે નહિ?

પ્રશ્નઃ—જૈનદર્શનમાં જે આસ્રવ-બંધ-મોક્ષ વગેરે તેમજ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર વગેરે વિશેષ તત્ત્વો કહ્યાં છે તે પ્રયોજનભૂત છે કે અપ્રયોજનભૂત છે?

ઉત્તરઃ—જૈનદર્શનમાં કહેલા વિશેષ તત્ત્વો જાણવા તે પ્રયોજનભૂત છે, કેમકે તે વિશેષતત્ત્વો વસ્તુના સામાન્યસ્વરૂપને અવલંબીને જ કહેવામાં આવ્યાં છે. સામાન્યને સર્વથા છોડીને એકલા વિશેષનું નિરૂપણ નથી. વિશેષતત્ત્વોનું જ્ઞાન કરીને, જો સામાન્ય સ્વભાવ તરફ ઢળીને તેની પ્રતીત કરે તો તે જીવને વિશેષતત્ત્વોનું જ્ઞાન પ્રયોજનભૂત કહેવાય છે. પરંતુ જો તે વિશેષતત્ત્વોને જાણવામાં જ રોકાય પણ સામાન્ય સ્વભાવને પ્રતીતમાં ન લ્યે તો તે જીવને વિશેષતત્ત્વોનું જ્ઞાન પ્રયોજનભૂત નથી. પરંતુ કોઇ જીવ વિશેષતત્ત્વોને સર્વથા જાણે જ નહિ તો તે જીવને પ્રયોજન સિદ્ધ થાય જ નહિ.

## (૧૫૪) આત્માને શું ખપે ને શું ન ખપે—એની કોને ખબર પડે?

ઘણા વ્યવહારના આગ્રહી જીવો, હજી પોતે આત્મસ્વભાવની ઓળખાણ કર્યા પહેલાં તો, મારે જૈનના હાથનું જ ખપે અને અજૈનના હાથનું ન ખપે—એમ કહે છે; પરંતુ ભાઇ હજી તું પોતે જ આત્માની ઓળખાણ વગર અજૈન છો. પહેલાં સમ્ય-

ન્દર્શન વડે તું તો સાચો જૈની થા; પછી તને વાસ્તવિકપણે ખબર પડશે કે તારા આત્માને શું ખપે અને શું ન ખપે !

જ્ઞાનીનો અભિપ્રાય તો એવો છે કે મારે મારો વીતરાગી સ્વભાવ અને વીતરાગતા જ ખપે, રાગનો અંશ પણ ન ખપે. એવા ભાનપૂર્વક તેઓને પોતાની ભૂમિકા મુજબ રાગનો અને તેનાં નિમિત્તોનો ત્યાગ હોય છે. અજ્ઞાનીને રાગરહિત સ્વભાવનું તો ભાન નથી અને રાગને આદરણીય માને છે, એની મિથ્યા માન્યતામાં એને અનંતો રાગ ખપે છે અને એના નિમિત્તરૂપ અનંત પદાર્થો ખપે છે,—એનો તો તે ત્યાગ કરતો નથી અને બહારમાં આ વસ્તુ ન ખપે અને આ વસ્તુ ખપે—એમ કરવામાં જ રોકાઈ પડે છે. પરિણામમાં તો મંદ કષાયનું પણ ઠેકાણું ભાગ્યે જ હોય છે. એવો માર્ગ જૈનદર્શનનો નથી. હજી હું કોણ અને પર કોણ એ જ સમજ્યા વગર મારે શું ખપે અને શું ન ખપે એની અજ્ઞાનીને શું ખબર પડે ?

## (૧૫૫) સ્વાશ્રયે મુક્તિ, પરાશ્રયે બંધન

આત્મ સ્વભાવ પોતે પોતાથી જ પુરો છે, તેને કોઈ પણ પર વસ્તુનો કિંચિત્ આશ્રય નથી. કોઈ પણ પરદ્રવ્યને અનુસરીને થતો ગમે તે ભાવ હોય તે બંધન જ છે. અને સ્વદ્રવ્યને અનુસરીને થતા ભાવ તે મુક્તિનું કારણ છે. સિદ્ધાંત એવો છે કે સ્વદ્રવ્યાશ્રિત મુક્તિ અને પરદ્રવ્યાશ્રિત બંધન. પહેલાં, હું સ્વભાવથી પરિપૂર્ણ છું પર પદાર્થનો કે વિકલ્પનો અંશ પણ મને આશ્રયભૂત નથી—એવો સ્વાશ્રયપણાનો વિશ્વાસ કરતાં મિથ્યાત્વભાવથી મુક્તિ થઈને સમ્યગ્દર્શન પ્રગટે છે. એવી સ્વાશ્રયપણાની પ્રતીત કર્યા પછી પણ અસ્થિરતાને લીધે જેટલાં ભાવ

પરદ્રવ્યના લક્ષે થાય તે પણ બંધનું જ કારણ છે. સ્વાશ્રયસ્વભાવની શ્રદ્ધા પછી તેના જ આશ્રયે સ્થિરતા કરવી તે જ મુકિતનું કારણ છે. 'મારે પરાશ્રયની જરૂર છે, દેવ-ગુરુ-શાસ્ત્ર વગેરેના આશ્રયથી મને લાભ થાય' – એવી માન્યતા પૂર્વકનો પરાશ્રયે થતો ભાવ તે મિથ્યાત્વ છે. અને મારા આત્માને કોઈ પરના આશ્રયે લાભ નથી એવી શ્રદ્ધા હોવા છતાં પરના અવલંબને જે રાગાદિ ભાવ થાય તે પણ બંધન છે, ચારિત્રને રોકનાર છે. જ્ઞાનીઓને પણ અસ્થિરતાની ભૂમિકામાં પરાશ્રિત ભાવ થાય ખરો, પરંતુ જ્ઞાનીઓને શ્રદ્ધા છે કે આ ભાવ મને લાભનું કારણ નથી; એ ભાવ મારો સ્વભાવ નથી, મારો સ્વભાવ તો એનાથી રહિત છે;–આવા ભેદજ્ઞાનના જોરે સ્વાશ્રયમાં ટકીને તે પરાશ્રિતભાવનો અભાવ કરે છે.

વીર સં. ૨૪૭૧ માહ વદ ૧

(૧૫૬)

## અનાર્યતા—મૂઢતા

જિનેન્દ્રદેવના શાસનમાં માંસને તો અસ્પર્શ્ય ગણ્યું છે, અને ચામડાને સ્પર્શ કર્યો હોય તો તેના હાથે મુનિ આહાર ન કરે,–એવો તો તેનો નિષેધ છે. માંસને તો અડવામાં પણ પાપ છે. તો પછી મરેલાં ઢોરનાં ચામડાં ચીરવા અને તેમાં સેવા મનાવવી એ તો સીધું અનાર્યતાનું લક્ષણ છે. ચામડાં ચીરવા-અને માંસ ચૂંથવા તે આર્યનાં કામ ન હોય. આર્ય માણસ એવાં હલકાં અને પાપરૂપ કાર્ય ન કરે. ચામડાં ચીરવા અને તેમાં દેશસેવા મનાવવી અથવા તો ધર્મ મનાવવો એ મૂઢતા જ છે, તેમાં બુદ્ધિનો જરાપણ વિવેક નથી; તેને ધર્મ તો છે કિ-પરંતુ લૌકિક અવસ્થાનો પણ વિવેક કરતાં નથી.

આવડતો. આત્માનો મહા પવિત્ર સ્વભાવ-કે જેમાં પરવસ્તુ તો નથી અને રાગાદિ પણ નથી-તેને ભૂલીને મહા હિંસાના કારણરૂપ એવા માંસ ચામડાના સમૂહમાં સ્વાશ્રયપણું માનીને તેમાં ધર્મ મનાવ્યો અગર તો દેશસેવા મનાવી તે પોતાના આત્માનો મહાન અનાદર છે, અને તેવા જીવોને ધર્મી તરીકે માનીને પૂજવા તે પણ અધર્મનું અને પાપનું જ પોષણ છે.

એવી જ રીતે, સીધી રીતે ત્રસહિંસાના ભાવ કરવા જેવા નાનત્રા ત્રસહિંસાના ભાવને કર્તવ્ય મનાવવું તે પણ મહાન મૂઢતા છે, તેમાં તીવ્ર હિંસાનુ મહાન પાપ છે.

વીર સં. ૨૪૭૧ માહ વદ ૨

(૧૫૭) પર્યાયનું કારણ કોણ?

આત્મા વસ્તુ છે, વસ્તુમાં ક્ષણે ક્ષણે અવસ્થા થાય છે. આત્માની અવસ્થા તો દરેક સમયે થયા જ કરે છે. પણ તે અવસ્થા કેવી થાય? અવસ્થાની રચના કરનાર વીર્ય (-પુરુષાર્થ) છે, વીર્યને માર્ગ દર્શાવનાર જ્ઞાન છે, જ્ઞાનનું પરિણમન દૃષ્ટિ (શ્રદ્ધા) ને અનુસરીને થાય છે, અને દૃષ્ટિનો આધાર (-વિષય) આખુ દ્રવ્ય (-વસ્તુ) છે. આ પ્રમાણે એક ગુણને બીજાનું કારણ કહેવુ તે વ્યવહારથી છે પરમાર્થથી જોઈએ તો દરેક ગુણ સ્વતંત્ર છે અને દરેક ગુણની અનંત પર્યાયો પણ સ્વતંત્ર છે, દરેક સમયની તે તે પર્યાય પોતે પોતાની રચના કરે છે. તે તે સમયની પર્યાય પોતે સ્વયં સ્વાશ્રયમાં ઢળે તો શુદ્ધ થાય છે, પરાશ્રયમાં ઢળે તો અશુદ્ધ થાય છે, એ રીતે પોતે જ કારણ-કાર્ય છે-એટલે કે પરમાર્થે કારણ-કાર્યપણું છે જ નહિ;

દ્રવ્ય-ગુણ ને પર્યાય બધું અકારણીય છે. એક જ પદાર્થમાં ભેદ પાડીને કારણ કાર્યપણું કહેવું તે વ્યવહાર છે, અભેદપણાની અપેક્ષાએ એક વસ્તુમાં દ્રવ્ય ગુણ-પર્યાય જુદા નથી પણ એક વસ્તુ જ છે, તેથી અભેદ વિવક્ષામાં કારણ-કાર્યપણું જ નથી.

હવે દ્રવ્ય-ગુણ-પર્યાયના ભેદની વિવક્ષાથી જોતાં, પર્યાય તે દ્રવ્યનું જ પરિણમન છે અને દ્રવ્યના જ આધારે પર્યાય થાય છે તેથી દ્રવ્યને કારણ અને પર્યાયને કાર્ય કહેવું તે વ્યવહાર છે નિશ્ચયથી તો પર્યાય પોતે જ કારણ અને પોતે જ કાર્ય છે પૂર્વ પર્યાયનો વ્યય તે વર્તમાન પર્યાયનું કારણ છે એમ કહેવું તે પણ વ્યવહાર છે પરમશુદ્ધનયના વિષયમાં કારણ-કાર્યના અથવા તો દ્રવ્ય-પર્યાયના ભેદનો વિકલ્પ પણ નથી, પણ દ્રવ્ય ગુણ પર્યાયથી અભેદ એકાકાર દ્રવ્ય જ છે, પર્યાય પોતે દ્રવ્યના આશ્રયે એકાકાર પરિણમી ગઈ છે.

વીર સં. ૨૪૭૧ માહ વદ ૩

## (૧૫૮) શરીરથી જુદા ચૈતન્યસ્વરૂપને ઓળખીને તેનું જ શરણ કર

આ શરીર તો જડ પરમાણુઓનો પિંડલો છે, તે પરમાણુઓ આત્મથી જુદા છે, સ્વતંત્રપણે પરિણમે છે. એક ક્ષણમાં અન્યરૂપે પરિણમી જશે આત્મા જાણનાર -સ્વરૂપ છે-ચેતનાવાળો છે, ચેતનભગવાન આત્માને જડ શરીરનો આધાર નથી, પણ પોતાના ચૈતન્યપણાનો જ આધાર છે. ચૈતન્ય ને રાગનો આધાર પણ નથી. હે જીવ, તને તારું ચૈતન્ય જ એક શરણ છે શરીર કે રાગ કોઈ તારું શરણ નથી,

માટે શરીરથી અને રાગથી જુદા એવા તારા ચૈતન્ય સ્વરૂપને ઓળખીને તેનું શરણ કરી લે.

જેની સાથે સ્વપ્નેય સંબંધ નથી એવા આ જડ મડદાં સાથે સબંધ માનીને અનાદિથી દુઃખી થઈ રહ્યો છે, હે જીવ! હવે તે માન્યતા છોડ, છોડ ! હું તો ચૈતન્ય છું, આ શરીર સાથે મારે કાંઈ સબંધ નથી, પૂર્વે પણ તેની સાથે કાંઈ સબંધ ન હતો અને ભવિષ્યમાં પણ તેની સાથે કાંઈ સંબંધ થવાનો નથી. ચૈતન્ય ને જડ ત્રણે કાળે જુદા જ છે. પરના આશ્રયથી જ દુ:ખી થયો છું માટે હવે સ્વાધીન ચૈતન્યને ઓળખીને હું મારુ હિત સાધી લઉ. ભલે જગત આખાનું ગમે તે થાવ, તેની સાથે મારે સબંધ નથી, હુ જગતનો સાક્ષીભૂત, જગતથી ભિન્ન, મારામાં અચળ એકરૂપ શાશ્વત જ્ઞાતા છુ. ખરેખર જગતને અને મારે કાંઇ સબધ નથી, હું જ્ઞાતા મારો જ છુ.

(૧૫૯) શરીર અને ચેતનાનું જુદાપણું

આત્માની ચેતના અખંડ છે, અસખ્ય પ્રદેશી ચેતનાના કદી કટકા થતા નથી. શરીરના બે કટકા થાય ત્યાં પણ ચેતનાના બે કટકા થતા નથી, કેમકે જ્ઞાન તો એવુ ને એવુ રહે છે. શરીરની એક આંગળી કપાય ત્યા કાઇ જ્ઞાનમાંથી થોડોક ભાગ કપાઈ જતો નથી. કેમકે ચેતના તો અખંડ એક અરૂપી છે અને શરીર તો સંયોગ જડ રૂપી પદાર્થ છે; બને તદ્દન ભિન્ન છે. શરીરના લાખ કટકા થાય છતાં ચેતના તો અખંડ જ છે. ચેતના અને શરીર કદી પણ એક થયાં જ નથી.

શરીર કપાતા જે જીવોને દુઃખ થાય છે તેઓને શરીર કપાયું તે દુ:ખનું કારણ નથી પણ શરીર સાથેની એકત્વબુદ્ધિ

જ અજ્ઞાનીને દુઃખનું મરણ છે, અને સાધક જીવોને જો અલ્પ દુઃખ થાય તો તેમને પોતાના પુરુષાર્થની નબળાઈથી જે રાગ છે તેને કારણે દુઃખ છે. જો શરીર કપાય તે દુઃખનું કારણ હોય તો આત્માના શાંત પરિણામ તે વખતે શું રહ્યા? શરીર કપાતું હોય છતાં તે જ વખતે વીતરાગી સંતોને દુઃખ થતું નથી પણ સ્વરૂપમાં ઠરીને કેવળજ્ઞાન પામી જાય છે. માટે શરીર અને આત્મા સદાય જુદા જ છે.

## (૧૬૦) દ્રવ્ય ગુણ પર્યાયનું અનાદિપણું છે, તેનો કોઈ કર્તા નથી

જે અનાદિ વસ્તુ હોય તેના ગુણ પર્યાય પણ અનાદિ જ હોય, કેમ કે વસ્તુ હોય અને તેની પર્યાય ન હોય એમ બને જ નહિ. સિદ્ધદશા, સ્વર્ગ, નરક, કર્મ વગેરે બધું અનાદિથી જ છે. વસ્તુ અનાદિ છે અને વસ્તુની પર્યાય પણ અનાદિ છે, તેથી આ જગતનો કોઈ ઈશ્વર કર્તા છે એ વાત મિથ્યા છે, જે અનાદિથી સ્વયંસિદ્ધ છે જ, તેને બનાવવાનું હોય જ નહિ.

જો ઈશ્વર કર્તા હોય તો તેણે શું નવું બનાવ્યું? શું વસ્તુ નવી બનાવી? કે ગુણપર્યાય નવા બનાવ્યા? પ્રથમ તો જે વસ્તુ ન હોય તે વસ્તુ નવી બની જ શકે નહિ. વસ્તુને શેમાંથી નવી બનાવે? અને વસ્તુ હોય તે પોતાના ગુણ પર્યાય સહિત જ હોય, તેથી વસ્તુના ગુણપર્યાયનો પણ કોઈ કર્તા નથી. જેમ વસ્તુ અનાદિ છે તેમ તેની પર્યાયો પણ અનાદિથી થયા જ કરે છે. કોઈ પૂછે કે આ જગતની પહેલવહેલી કઈ અવસ્થા હશે? તેનો ઉત્તર એ છે કે—જ્યાં અનાદિ

પણ છે ત્યાં એવા તર્કને સ્થાન જ નથી. વસ્તુની પહેલી અવસ્થા કઈ? તેનું સમાધાન એ છે કે જેમ વસ્તુ અનાદિ છે તેમ તેની અવસ્થા પણ અનાદિથી જ છે, તેમાં 'આ પહેલી અવસ્થા' એમ કહો તો તે અવસ્થા પહેલાં વસ્તુ જ ન હતી એમ થાય છે. વસ્તુનું અનાદિપણું કહેવુ અને તેની પહેલી અવસ્થા કહેવી-એ બંનેને પરસ્પર વિરોધ છે. પહેલી અવસ્થા કહો તો વસ્તુની જ આદિ થઈ જાય, માટે વસ્તુ અને અવસ્થા બને અનાદિથી જ છે, એવો જ સ્વભાવ છે, તેમા તર્કને સ્થાન નથી સ્વભાવ વિષે પણ જે પ્રશ્ન અને કુતર્ક કરે છે તે જીવ વસ્તુસ્વભાવને સમજી શકશે નહિ, કેમકે તેને સ્વભાવ બેસતો નથી પણ કુતર્ક બેસે છે.

(૧૬૧) **જ્ઞાનસ્વભાવ અને જ્ઞેયસ્વભાવ**

જગત અને જગતના અનંત પદાર્થોની અનેક પ્રકારની અવસ્થાઓ અનાદિ છે. "આ આમ કેમ" એવી શંકાનો વિકલ્પ ન કર. શંકા કરવાનો કે રાગ દ્વેષ કરવાનો જીવનો સ્વભાવ નથી. જગતની સર્વ વસ્તુઓનાં જ્ઞેયસ્વભાવ છે અર્થાત્ તે બધી વસ્તુ જ્ઞાનમાં જણાય એવો તેનો સ્વભાવ છે અને જીવનો જ્ઞાનસ્વભાવ છે તેથી તે બધાને જાણે છે. એ રીતે તારા જ્ઞાનસ્વભાવની પ્રતીતિવડે વસ્તુઓના જ્ઞેયસ્વભાવને જેમ છે તેમ જાણી લે. પોતાના જ્ઞાનસ્વભાવની પ્રતીતિ તે જ સમ્યગ્દર્શન છે. જ્ઞાનસ્વભાવની પ્રતીતિ કરવા માટે જ્ઞેય પદાર્થોસંબંધી આશ્ચર્ય ભૂલી જા.

(૧૬૨) **જ્ઞાનનું સ્વતંત્રપણું**

પરાધીન થયેલું જ્ઞાન પણ પોતે સ્વયં પરાધીન થયું છે,

કોઈ બીજાએ તેને પરાધીન કર્યું નથી તેથી તે સ્વતંત્રપણે સ્વાધીન થઈ શકે છે જ્ઞાન તો આત્માનું નિજસ્વરૂપ છે અને ક્રોધાદિક થાય તે વિભાવ છે રાગ દ્વેષ ક્રોધાદિને લીધે જ્ઞાનની પ્રવૃત્તિ પરાધીન થઈ રહી છે જ્ઞાન પોતે રાગાદિમાં અટક્યું છે તેથી જ્ઞાનની શક્તિ હીન થઈ ગઈ છે, તે જ્ઞાનનો જ અપરાધ છે જો જ્ઞાન પોતે રાગમાં ન અટકતાં સ્વ સ્વભાવમાં લીન થાય તો તેની શક્તિનો પૂર્ણ વિકાસ થાય છે જ્ઞાનનો વિકાસ કોઈ રાગાદિ ભાવથી થતો નથી પણ જ્ઞાનસ્વભાવના જ અવલંબનથી થાય છે

## (૧૬૩) જૈનદર્શનનો સાર—ભેદજ્ઞાન ને વીતરાગતા

જૈનધર્મ વસ્તુના યથાર્થ સ્વરૂપનું નિરૂપણ કરે છે સતને સત્ તરીકે સ્થાપે છે અને અસતને અસત્ તરીકે સ્થાપે છે, પરંતુ બધાને સમાન કહેતો નથી વીતરાગતારૂપ ભાવને ભલો કહીને તેનું સ્થાપન કરે છે અને રાગ-દ્વેષ અજ્ઞાન ભાવોને બૂરા કહીને તેનો નિષેધ કરે છે અર્થાત્ તેને છોડવાનું પ્રરૂપણ કરે છે પરંતુ એ કોઈ વ્યક્તિને ભલી-બુરી કહેતો નથી, ગુણને ભલા કહે છે અને અવગુણને બુરા કહે છે ગુણને ભલા તથા અવગુણને બુરા જાણવા તે તો યથાર્થ જ્ઞાન છે, તેમાં કાંઈ રાગદ્વેષ નથી જૈનોમાં ગુણની અપેક્ષાએ પૂજ્ય સ્વીકારવામાં આવી છે જૈનદર્શનનું મૂળ ભેદવિજ્ઞાન છે; તે માટે પ્રથમ ગુણને ગુણ તરીકે અને અવગુણને અવગુણ તરીકે જાણવા જોઈએ જ્યાં ગુણને અને અવગુણને બરાબર ન ઓળખે ત્યાં સુધી ભેદજ્ઞાન થાય નહિ ગુણ પ્રગટે નહિ ને અવગુણ ટળે નહિ સમ્યક્ પ્રકારે પૂર્ણતાના લક્ષે શરૂઆત કરીને ક્રમેક્રમે

રાગદ્વેષ ટાળીને વીતરાગતા પ્રગટ કરવી એ જ જૈનધર્મનું પ્રયોજન છે. અજ્ઞાન કે રાગ-દ્વેષનો અંશ પણ થાય તે જૈનધર્મનું પ્રયોજન નથી. જેટલો રાગાદિભાવ સમ્યક્ પ્રકારે ટળ્યો તેટલો લાભ અને જેટલો રહ્યો તેનો નિષેધ—એવી સાધકદશા છે.

જૈનમતમાં અન્ય મિથ્યા મતોનું ખંડન કરવામાં આવે છે ત્યાં વાદવિવાદનું પ્રયોજન નથી. પરંતુ સત્ નિર્ણયનું જ પ્રયોજન છે. પોતાના જ્ઞાનને પ્રમાણિક અને સ્પષ્ટ બનાવવા માટે તેમજ સતની દૃઢતા માટે તે જાણવું યોગ્ય છે; રાગદ્વેષની વૃદ્ધિ કરવા માટે તે નથી.

જૈનધર્મ તો વીતરાગભાવ સ્વરૂપ છે. પહેલાં સમ્યક્દર્શનરૂપી જૈનધર્મ પ્રગટતાં શ્રદ્ધામાં વીતરાગભાવ પ્રગટે છે અને પછી સમ્યક્ચારિત્ર રૂપ જૈનધર્મ પ્રગટતાં રાગ ટળીને સાક્ષાત્ વીતરાગભાવ પ્રગટે છે. પરંતુ જ્યાં સુધી શ્રદ્ધામાં વીતરાગતા ન પ્રગટે અને રાગના એક કણીયાને પણ સારો માને ત્યાં સુધી જીવને જૈનધર્મનો અંશ પણ પ્રગટે નહિ. જૈનદર્શન, પહેલાં તો શ્રદ્ધામાં વીતરાગભાવ કરાવે છે અને પછી ચારિત્રમાં વીતરાગભાવ કરાવે છે; પહેલેથી છેલ્લે સુધી જે રાગ થાય તેને તે છોડાવે છે. આ રીતે વીતરાગભાવ એ જ જૈનદર્શનનું પ્રયોજન છે અથવા તો વીતરાગભાવ પોતે જ જૈનધર્મ છે-રાગ તે જૈનધર્મ નથી.

— અધ્યાય છઠ્ઠો સંપૂર્ણ —

# —: સૂચિપત્ર :—

| | |
|---|---|
| શ્રી સમયસાર-પ્રવચનો ભાગ ૧-૩ ૪ દરેકના | ૩-૦- |
| શ્રી સમયસાર-પ્રવચનો ભાગ—૨ જો | ૧-૮- |
| શ્રી આત્મસિદ્ધિ-પ્રવચનો [આવૃત્તિ ત્રીજી] | ૩-૮-૦ |
| શ્રી અપૂર્વઅવસર-પ્રવચનો | ૦-૮-૦ |
| શ્રી મોક્ષમાર્ગ પ્રકાશક | ૩-૦-૦ |
| શ્રી જૈન સિદ્ધાન્ત પ્રવેશિકા | ૦-૮-૦ |
| શ્રી સત્તાસ્વરૂપ અને અનુભવપ્રકાશ | ૧-૦-૦ |
| શ્રી છહ-ઢાળા [ગુજરાતી] | ૦-૧૪-૦ |
| શ્રી દ્રવ્યસંગ્રહ [ગુજરાતી] | ૦-૭-૦ |
| શ્રી ધર્મની ક્રિયા | ૧-૮-૦ |
| શ્રી સર્વ સામાન્ય પ્રતિક્રમણ [આવૃત્તિ ત્રીજી] | ૦-૮-૦ |
| શ્રી જીનેન્દ્રસ્તવનમંજરી | ૨-૦-૦ |
| શ્રી જીનેન્દ્રસ્તવનાવલી [આવૃત્તિ ત્રીજી] | ૦-૬-૦ |
| શ્રી સમવસરણ સ્તુતિ [આવૃત્તિ ત્રીજી] | ૦-૫-૦ |
| શ્રી નિયમસાર પ્રવચનો | ૧-૮-૦ |
| સમ્યગ્જ્ઞાન દીપિકા | ૧-૦-૦ |
| સમયસાર પદ્યાનુવાદ | ૦-૪-૦ |
| મુક્તિનોમાર્ગ (સત્તાસ્વરૂપ-પ્રવચનો) | ૦-૬-૦ |
| મુક્તિકા માર્ગ (હિંદી) | |
| મૂલ મેં ભૂલ (હિંદી) | |
| આત્મસિદ્ધિ (ગાથા) | |

શ્રી જૈન સ્વાધ્યાય
સોનગઢ-[
બી.